


વસાવા સમાજ સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

ભાષા સંશોધન અને પ્રકાશકેન્દ્ર વડોદરા સંસ્થાની સ્થાપના ૧૯૯૬માં થઈ હતી. આ સંસ્થાના સ્થાપક ડો. ગણેશ દેવી સર અને વિદેશથી ત્રણ સાથીમિત્રો આવ્યા હતા. તેજગઢ ગામના લોકોની રહેણી કરની જોવા માટે અલગ અલગ ફળીયામાં ફરીને આદિવાસીની રહેની કરણી જોતા અને ફોટા પાડતા. આમ ડો. ગણેશ દેવી સર અને તેમની સાથે વિદેશથી આવેલા મિત્રો તેજગઢના હરદાસપુર ફળીયામાં એક ઘરનો ફોટો પાડતા હતા. તેવા આ સમયે હું કોલેજનો અભ્યાસ કરીને ઘરે આવતો હતો, ત્યારે  ડો. ગણેશ દેવી સર સાથે મારો પહેલો પરિચય થયો. દેવી સરે મને જણાવ્યું કે હમારે બાબો પીઠોરો જોવો છે? તો હું કહ્યું કે ચાલો મારે ઘરે બાબો પીઠોરો છે, એમ કહીને તેમને મારા ઘરે લઇ ગયો. બાબા પીઠોરાના સુંદર ચિત્રો જોઈને એમને ફોટ પાડવા મારા જોડેથી પરવાનગી લઈને ફોટા પાડયા. પછી ડો. ગણેશ દેવી સર મારે ઘરે અવારનવાર કોઇને કોઇ મહેમાનોને લઇને આવતા હતા. પછી  હું ડો. ગણેશ સર સાથે ફરવા લાગ્યો પછી એક દીવસે સર મને જણાવ્યું કે નગીન તમે તમારા સમાજના ગીતો લખો  એની હું ચોપડી બનાવીશ. ત્યારે હમારા સમાજના ગીતોનું સંકલન હું અને મનીષાબેન સાથે મળીને કર્યુ. તેનું વિમોચન ડો. ગણેશ દેવી સર છોટાઉદેપુર

મતવિસ્તારના સાંસદશ્રી નારણભાઇ રાઠવા અને પાવી જેતપુર મતવિસ્તારના ધારા સભ્યશ્રી મોહનસિંહ રાઠવા મુખ્ય મહેમાન તરીકે આવ્યા હતા. 'તેજગઢના ગીતો' નામના પુસ્તકનું વિમોચન કર્યુ. આમ ડો. ગણેશ દેવી સર સાથે મારો નાતો વધતો ગયો. એક દિવસે સરની સાથે મોટા મહેમાન એવા મહાશ્વેતા દેવી આવ્યા. મને બોલાવી તેમની સાથે મારો પરીચય તેજગઢના ગીતોનું સંકલન કર્યુ છે એમ કહીને કરાવ્યો. તેમનો આર્શીવાદ મળ્યો. પછી ડો.ગણેશ દેવી સર અને મહાશ્વેતા દેવી સાથે ખૂબ જોવા સમજવાનું મળ્યુ. વર્ષ ૨૦૦૦ની સાલમાં આદિવાસી અકાદમીમાં એક કોર્ષની શરૂઆત થઇ. કોર્ષનું નામ હતું 'પોસ્ટ ગ્રેજયું ઇન ટ્રાયબલ સ્ટડીઝ' આ કોર્ષમાં પંદર વિદ્યાર્થીઓએ એડમીશન લીધુ. આ કોર્ષ બે વર્ષનો હતો અમે બન્ને જણે આ કોર્ષનો અભ્યાસ કર્યો પછી સંસ્થાએ ગ્રામ વિકાસની કામગીરી માટે ગ્રામ વિકાસ કેન્દ્રની સ્થાના કરી તેમાં અમે બન્ને જણ કામગીરીનું કો-ઓર્ડીનેશન ૬ વર્ષ સુંધી સંભાળ્યું. પછી આદિવાસી અકાદમીમાં રાઠવા નગીનભાઇ સી. ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્રના ટ્રસ્ટી તરીકેની કામગીરી સંભાળી અને રાઠવા નગીનભાઇ જે. આદિવાસી અકાદમીમાં અલગ-અલગ ચાલતા કોર્ષમાં વિદ્યાર્થીઓને ભણાવવાની કામગરીમાં જોડાયા. તેમા કોર્ષ કો-ઓર્ડીનેટરની જવાબદારી પણ સંભાળી. આની સાથે જ વસાવા સમાજનું સંશોધન કરવાની જવાદારી અમારા બન્ને પર આવી. આ વિષય અમારા બન્ને માટે નવો હતો. અમને ડો. ગણેશ દેવી સર વારંવાર કહેતા હતા, કે તમે તમારા સમાજ માટે કંઇને કંઇ લખો. પરંતુ આ

વખતે નિશ્ચય કર્યો કે કોઈ પણ સંજોગોમાં આ સંશોધનને એક પુસ્તક આકાર આપવો. આ સંશોધન કરવા માટે અમોને ડો. ગણેશ દેવી સર, પ્રા. કાનજીભાઇ પટેલ, સાગબારા તાલુકાના યાહામોગી માતાના મંદિરના સર્વે ટ્રસ્ટીઓ અને આદિવાસી અકાદમીના સર્વે મિત્રો આ કામગીરીમાં અમને મદદ કરી એમનો અમે આભાર માનીએ  છે.

આદિવાસી અકાદમીમાં ૨૦ જૂન ૨૦૧૨ના રોજ એક દિવસની શિબિર રાખવામાં આવી હતી. તેમાં સામાજિક સંશોધન અંગે આદિવાસી અકાદમીના બધા સ્ટાફને અકાદમીના સ્થાપક ડૉ. ગણેશ દેવી સાહેબ આ શિબિરમાં હાજર રહી માર્ગદર્શન આપ્યું હતું. પોતાના સમાજનો કોઈ એક મુદ્દો આપવામાં આવ્યો હતો. તેમાંથી આદિવાસી અકાદમીના પ્રાધ્યાપક શ્રી જીતેન્દ્રભાઈ વસાવાને એના પોતાના સમાજ પર અલગ-અલગ અમને જે મુદ્દા આપવામાં આવ્યા હતા તે અમે તેમને પુછતાં હતાં. તેના જવાબો તેમણે ખૂબ કુશળતાથી આપ્યાં હતાં. એના પરથી કોઈપણ સમાજનું સંશોધન કરવું હોય તો તેનો જીવંત નમુનો અમે સમજી લીધો. તે પછી અમે બન્ને એ વસાવા સમાજ પર સંશોધન કરવાનું નક્કી કર્યુ. આ સમાજમાં અમે ૨૦૦૨ થી ગ્રામ વિકાસ કેન્દ્રની વિકાસલક્ષી પ્રવૃતિઓ માટે સાગબારા તાલુકાના સેલંબા ગામે ગ્રામ વિકાસ કેન્દ્રની સ્થાપના સંસ્થા દ્વારા કરવામાં આવી હતી. તેની આ પ્રવૃત્તિઓ સારી રીતે ચાલે તેના માટે તાલિમ અને માર્ગદર્શન આપવા માટે અમે બન્ને જણ વારંવાર જતાં હતાં. તેથી વસાવા સમાજનાં લોકો સાથે અમારો

પરિચય થયો. અમને લાગ્યું કે આ સમાજ અમારા સંશોધન અને લેખન માટે મદદ કરશે. અમે પહેલાં આદિવાસી અકાદમીના ગ્રંથાલયમાં આ સમાજ પર લખાયેલાં પુસ્તકોનો અભ્યાસ કર્યો. અમે બધાએ સંશોધન અંગે ઉંડાણથી ચર્ચા કરી. તેમાં અનેક મુદ્દા ઉપસી આવ્યા. તેનું એક માળખું બનાવી અમે સાગબારા પહોંચ્યા. ત્યાં એક જુના મિત્ર કાન્તીભાઈ વસાવા મળી ગયા. તેમણે યાહામોગી માતાજી મંદિરના ટ્રસ્ટના પ્રમુખની મુલાકાત કરાવી. એમની સાથે સંશોધન માટે અમે તૈયાર કરેલ માળખામાંના મુદ્દાઓની ચર્ચા કરી. તેમણે ડોરઆંબા ગામના યાહામોગી માતા મંદિરના પૂજારી સારતુભાઈની મુલાકાત કરાવી. સારતુભાઈએ એમના ચાર પાંચ મિત્રો સાથે અમારી મુલાકાત કરાવી. તેમની સાથે પણ અમે વિગતે ચર્ચા કરી. એ મિત્રોએ અમને દેહવાલી વસાવા સમાજની ઘણી માહિતી આપી.

રાઠવા નગીનભાઇ સી.
રાઠવા નગીનભાઇ જે.

# અનુક્રમ

**વસાવા સમાજ**

વસાવા સમાજમાં પણ એમની જાતિઓ અલગ-અલગ નામોથી ઓળખાય છે. જેમકે કઠાલિયા વસાવા, દેહવાલીયા વસાવા, આંબુડા વસાવા, માથાવાડીયા વસાવા અને મેવાસી વસાવા. આમાંથી અમે દેહવાલીયા વસાવાને કેન્દ્ર સ્થાને રાખીને માહિતી મેળવી. બીજા આદિવાસી સમાજોની જેમ વસાવા સમાજમાં પણ પોતાનો ઈતિહાસ, લગ્ન વિધિ અને લગ્નના પ્રકારો, જન્મ અને મરણવિધિ, માન્યતાઓ, દેવોનો ખ્યાલ, આહારવિહાર માન્યતાઓ, ખેતી સંબંધિત વિધિઓ, પ્રજનન સબંધી માન્યતાઓ, સમાજનો પોતોનો કાનુન, હૂન્નરકલા, પશુ પંખી વિશેની માન્યતાઓ વનસ્પતિ જગત પ્રાકૃતિક તત્વો વિશેની દૃષ્ટિ, કુટુંબ અને સગપણના સબંધો અને તેનું મહત્વ, વિશ્વનાં તત્વોની જીવન પર અસર અંગેની માન્યતા, ઉચ્ચ અવચતાની ધારણા, મનોરંજનની રીતો, સમાજની વિશિષ્ટ આવડતો જોવા મળી છે.

દેહવાલી વસાવા સમાજમાં એમની પોતાની દેહવાલી ભાષા છે. આ ભાષામાંજ સમાજનો બધો વ્યવહાર કરે છે. વસાવી ભાષામાં વ્યાકરણ, પ્રશ્નવાચક, ક્રિયા વિશેષણ, વર્તમાનકાળ, ભૂતકાળ વગેરેના ઉદાહરણો જોવા મળે છે. લગ્નગીતો, વાર્તાઓ અને કહેવતો પણ એમની પોતાની ભાષામાં જ ગવાય છે.

દેહવાલી વસાવામાં બીજા સમાજની જેમ પોતાના અલગ- અલગ પ્રકારનાં વાદ્યો છે. આ વાદ્યો તેઓ લગ્ન, મરણ પ્રસંગે, તહેવારો કે ધાર્મિક પ્રસંગોમાં વગાડે છે અને સાથે નૃત્ય કરે છે.

વસાવા સમાજમાં ખાસ કરીને મૌખિક સાહિત્ય વધારે જોવા મળે છે. હોળી ગીતો, લગ્નગીતો,

વાર્તાઓ, કથાઓ, નાટકો, ખત્રીજનાં ગીતો, ઉખાણાં, કહેવતો હોય છે.

## દેહવાલી ભીલ વસાવા સમાજ

### સમાજનું નામ :

ચારે દિશાના લોકો એકબીજાને નીચેના નામે ઓળખે છે.

**કઠાલિયા વસાવા**

કઠાલિયા વસાવાની વસ્તી નર્મદા નદીના બંને કાંઠાઓ ઉપર છેક ગરુડેશ્વરથી માંડીને ભરૂચ સુધીના નર્મદા કિનારેના વસવાટીઓ છે. અહીંની સપાટ જમીન છોડીને ડુંગરોમાં ગયા ત્યારે તેઓને ડુંગરમાં રહેનારા ભીલોએ કાંઠાવાલા શબ્દથી ઓળખ્યા હતા. તે પછી આ શબ્દનો ધીરે-ધીરે ફેરફાર થઇ ગયો. અત્યારે લોકો કાંઠાલિયા વસાવા તરીકે ઓળખાય છે. અત્યારે આ લોકો વેરવિખેર થઇ તિલકવાડા, સંખેડા, ડભોઈ સુધીના વિસ્તારમાં રહે છે.

**દહેવાલીયતા વસાવા**

દહેવાલીયા શબ્દ એ બે કુદરતી પ્રતીકોમાંથી બહાર આવેલો છે. એક તો સૂર્ય પિતા અને બીજુ છે તપ્તી મૈયા આ બે પ્રતીકોને ધ્યાનમાં રાખીને જ આ દહેવાલીયા શબ્દને સમજી શકાય છે. સૂર્ય સવારમાં ઉગતો અને તાપીના વિસ્તારમાં બપોર થતો ત્યાં સુધીના પૂર્વ વિસ્તારના વસાવા આદિવાસીઓને દેહવાલીયા કહેવામાં આવે છે.

આ સંપૂર્ણ ભીલી ભાષાનો શબ્દ છે. ભીલી ભાષામાં સૂર્યને દિહ કહે છે. આ દિહ ઉગે અને બપોર થાય ત્યાં સુધીના પૂર્વ કિનારાનાં લોકોને તાપીના પશ્ચિમ કિનારાના આંબુડા લોકો દિહ વેલિયા, દિહ વેલિયા એટલે કે દિહ ઉગતા વેલિયા એટલે કે સૂર્ય ઉગે છે, તે તરફના લોકો તરીકે ઓળખતા. આ શબ્દનો ધીરે-ધીરે ફેરફાર થઈ દિહુવેલિયા કરતાં-કરતાં દેહવાલીયા તરીકે ઓળખાતા થયા. આ દેહવાલિયાઓ તાપીના પૂર્વ કિનારાના નિવાસીઓ છે.

**આંબુડા વસાવા**

આંબુડા વસાવા શબ્દ દેહવાલિયા વસાવાઓએ આપેલો શબ્દ છે. આ પણ સંપૂર્ણ ભીલી ભાષાનો શબ્દ છે. દિહ(સૂર્ય) ઉગે, બપોર થાય અને તાપીના પશ્ચિમ કિનારા તરફ ઢળવા માંડે તે વિસ્તારના લોકો આંબુડા કહેવાય છે. દેહવાલિયાઓ દિહ કહે બુડે હે ! એ પ્રશ્નનો જવાબ આપતાં દિહ એંહે બુડે હે ! એ શબ્દનો ધીરે ધીરે આંબુડે થઇ ગયો છે. આ આંબુડા વસાવા બોલી થોડી અલગ છે. તાપી નદીનાં પશ્ચિમ કિનારાનાં ગામોના પોલીસ પટેલો તમામ આંબુડા છે અને તેઓ મોટા જમીનદારો છે. આ વિસ્તારમાં જે દેહવાલિયા પાછળથી આવીને વસેલા તેઓની પાસે ઓછી અને હલકા પ્રકારની જમીન છે. આમ આંબુડા અને દેહવાલિયા શબ્દ સૂર્યપિતા અને તાપ્તી નદી ઉપરથી આવેલા શબ્દ છે.

**માથવાડિયા વસાવા**

માથવાડિયા વસાવાઓ સાતપુડાની ટોચ અને ખીણમાં રહે છે. આ લોકો જયારે તાપીના સપાટ

મેદાનોમાં રહેતા દેહવાલિયા અને આંબુડાના વિસ્તારમાં આવેતા ત્યારે અહીં રહેનારા લોકો આ ડુંગરના લોકોને માથાવાડિયા કહેતા હતા. આ સપાટ મેદાનો ઉપરથી ડુંગરના ટોચ પર રહેતા લોકોને જોવું હોય તો ઊંચું માથું કરીને જોવું પડે. બધા ડુંગરની ટોચ ઉપર પોતાનાં ઘરો બાંધીને રહેતા માથાં ઉપર કરી જોવું પડતું હતુ, એટલે તેઓને માથાવાલા કહેતાં કહેતાં આ માથાવાડિયા તરીકે ઓળખવાનું શરૂ થયું છે. માથાવાડિયા લોકો સાતપુડાના ડુંગરોના મૂળ નિવાસી છે

**મેવાસી વસાવા**

સાગબારા વિસ્તારના અને પૂર્વ તરફના લોકોને મેવાસી વસાવા તરીકે ઓળખવામાં આવે છે. સાગબારાથી પશ્ચિમ તરફના લાકો પૂર્વ તરફના લોકોને મેવાસી વસાવા કરીકે ઓળખે છે. ઉત્તર-પૂર્વ મહારાષ્ટ્ર સરહદ પર આવીને વસ્યા હોય તેવું માલુમ પડે છે. કેટલાક લોકો માવસી ગાવિત અટક લખાવે છે.

## ભૌગોલિક વિસ્તાર

વસાવા જાતિના લાકોની વસ્તી ખાસ કરીને ભરૂચ જીલ્લાના જંબુસર, વાગરા, હાંસોટ, અંકલેશ્વર, ભરૂચ, ઝગડિયા અને વાલીયા તાલુકોઓમાં અને નર્મદા જીલ્લામાં તિલકવાડા, નાંદોદ, ડેડિયાપાડા અને સાગબારા તાલુકાઓમાં તથા સુરત જીલ્લામાં માંગરોળ, ઉમરપાડા, માંડવી, સોનગઢ, ઉચ્છલ અને નિઝર તાલુકાઓમાં તથા વડોદરા જીલ્લાના કરજણ, શિનોર, ડભોઈ, નસવાડી અને સંખેડા તાલુકાઓમાં વસે છે. મહારાષ્ટ્રના નંદુરબાર, અક્કલકુવા, તલોદા તથા નવાપુર અને મધ્ય પ્રદેશના પશ્ચિમ સરહદ વિસ્તારમાં સાતપુડાની પહાડીઓમાં

વસે છે. આમ ગુજરાતનો પૂર્વ પટ્ટો અને મહારાષ્ટ્રનો ઉત્તર પશ્ચિમ પટ્ટો તથા મધ્યપ્રદેશનો પશ્ચિમ પટ્ટામાં પણ વસાવાઓની વસ્તી આવેલી છે. આ વિસ્તારની ઉત્તર દિશામાં સાતપુડાના પહાડો આવેલા છે. આ પહાડોમાં ડાકણમારીયો, દેવગીયારો, ગીતારીયો, દેરતરવાડીયો, બોગનીયા ભૂત, નાટીબારી, બાસા ઓટો અને હાબારીંગીયો જેવા ડુંગરો આવેલા છે. આ પહાડોની દક્ષિણ તરફનો વિસ્તાર એટલે કે તાપી નદીના સપાટ મેદાનમાં આવેલો છે. આ ઉપરાંત કરજણ, દમણ ગોવલી ખાંડી, વાગઠી કાનજી, દેહલી, ઓટો, ગોગલીયા ખાડી અને નેહવો જેવી નાની મોટી નદીઓ આવેલી છે. આ વિસ્તારની દક્ષિણ તથા ઉત્તર દિશામાં જંગલ વિસ્તાર આવેલો છે. આઝાદી પહેલા આ વિસ્તારનો પૂર્વ તરફનો વિસ્તાર મહારાષ્ટ્ર રાજયમાં લાગતો હતો પરંતુ ત્યાર બાદ ગુજરાત રાજય મહારાષ્ટ્રમાંથી અલગ પડતાં આ વિસ્તાર અત્યારે ગુજરાત રાજયમાં આવે છે.

### સૂષ્ટિસર્જનની કલ્પના

શરૂઆતમાં આખી ધરતી પાણીમાં જતી રહી હતી. ચારે કોર અંધારપટ હતો. આ વખતે લોકો અંધારી કોલી અને ઉજાલી કોલીમાંથી બહાર આવ્યા હતા એવું માને છે. આથી આદિવાસીઓમાં સૂર્યને દેવ તરીકે માની પૂજા કરવામાં આવે છે. વસાવાઓમાં કોઈપણ વાર-તહેવાર ઉજવવાનો હોય તે દિવસે આખા ગામમાં કોઇ કામ કરવામાં આવતું નથી. તે દિવસને 'દિહ પાલ્યો હો' કહેવામાં આવે છે. દેવની પૂજા કરતી વખતે સૌ પ્રથમ આકાશ, ધરતી, સૂર્ય, ચન્દ્ર, તારાઓના નામ લઈ અનાજનુ પૂંજ મુકવામાં આવે છે ત્યાર પછી જ આ બોલ બોલવામાં આવે છે. ચન્દ્રને આદિવાસી સ્રીઓએ પોતાનો ભાઈ માન્યો છે. પોતાનુ બાળક રડતું હોય ત્યારે

ચાંદામામા આવે છે અને તેઓ તારા માટે દાળિયા-મમરા કપડાં લાવે છે, એમ કહી પેટમાં ગલગલિયાં કરે છે.

**સમાજનો પોતાના ખ્યાલનો ઇતિહાસ**

વસાવા સમાજમાં એક લોક કથા છે. એક ડોસી આખા ગામમાં વાસણ ધોવાનું કામ કરતી હતી. વાસણ ધોવતી વખતે જે એઠવાડ નીકળે એ નદીના પાણીમાં ફેંકતી હતી. આ એઠવાડ પાણીમાં રહેલ માછલીઓ ખાતી હતી. આ વખતે આખી ધરતી પાણીમાં ડુબી જવાની છે, એવી માછલીને ખબર હતી. એક દિવસે આ ડોસીએ નદી પર વાસણો માંજવા માટે ગઈ, તે વખતે પાણીમાંની માછલી બહાર આવી આ ડોસીને કહ્યું કે આખી ધરતી પાણીમાં ડૂબી જવાની છે. તારા કુટુંબના જેટલા સભ્યો હોય તેમને એક પટારો બનાવીને અંદર મુકી દેજે, જેથી કરીને તમારું કુટુંબ આ વિનાશમાંથી બચી જાય. ત્યાર પછી આ ડોસીએ એક મોટો પટારો બનાવડાવ્યો અને પોતાનાં છોકરો અને છોકરીને એની અંદર મુકી દીધા. સમય જતાં પાણી ઓછું થયું અને આ પટારો કોઈ એક કિનારા પર પહોંચ્યો ત્યારે એમાંથી ભાઈ અને બહેન બહાર આવ્યાં. ત્યાર પછી તેઓને અલગ અલગ દિશામાં જવાનું અને રસ્તામાં જે મળે તેની સાથે સંસાર માંડી દેવાનું કહેવામાં આવ્યું. પરંતુ વર્ષો પછી તેઓ કોઈ એક જગ્યાએ ફરી ભેગાં થયાં. એમને બન્નેને કોઈ પણ મળ્યું ન હોવાથી સંસાર શરૂ કર્યો ન હતો. ત્યાર બાદ આ બન્ને જણ સંસાર ચાલુ કરવાનો નિર્ણય કર્યો. સંસાર માંડવાથી વસ્તી વધવાની શરૂઆત થઈ. સમાજની માન્યતા પ્રમાણે ત્યારથી સમાજમાં

પોતાનાં મામા ફોઈના કે ભાઈ બહેનનાં છોકરાં-છોકરી લગ્ન કરવાની પ્રથા ચાલતી આવે છે.

**જન્મવિધિ**

વસાવા આદિવાસી સમાજમાં જન્મવિધિ એકબીજા સમાજને મળતી આવે છે. દેહવાલી સમાજની જન્મ વિધિ પણ કંઇક એવી જ છે. આ સમાજની સ્ત્રી ગર્ભવતી થાય અને ગર્ભના પાંચ મહીના પછી સ્ત્રીને ભારે વજનવાળાં કામો કરવાનું સોપવામાં આવે છે. જેમકે ભરેલું બેડું ઊંચકવું લાકડાંનો ભારો ઊંચકવાનું કામ, દળવાનું કામ કે પછી આ મજૂરી કામ કે, જેમાં રેતીના તગારાં નાખવા ઈંટો લઇ જવી વગેરે ભારે કામ હોય તો તે કરવાનું હોય છે.

આ લોકોમાં આવા પ્રકારનાં કઠણ કામ કરવાથી તેની શારીરિક શકિતમાં વધારો થાય છે અને વધુ ખોરાક લઈ શકે છે. તેને સહેલાઇથી પચાવી પણ શકે છે. આથી બાળક જન્મે ત્યારે પણ તંદુરસ્ત જન્મે તેનો ખ્યાલ રખાય છે. આમ ભારે કામ કરવાથી સ્ત્રીની પ્રસૂતિ વધુ તકલીફ સહન કર્યા વગર સહેલાઇથી કુદરતી રીતે જ થઈ જાય છે. વસાવા સમાજમાં પ્રસૂતિ કરાવવા માટે દાયણને બોલાવે છે. વસાવા સમાજમાં દાયણને 'હુવાકી' તરીકે ઓળખવામાં આવે છે. આ દાયણો ઘણી જ અનુભવી હોય છે. પ્રસૂતિ વખતે બાળક જીવતું યા મરેલું છે કે ઊભુ છે, યા આડું યા સવળું છે તેની પારખ કરી લે છે. રંગતરોયડાના વૃક્ષની છાલનું છાલ કુટીને પાણીમાં બોળી પ્રસૂતા સ્ત્રીને પાવવાથી સુવાવળ જલદી થાય છે એવી માન્યતા છે.

**નામકરણ સંસ્કાર**

બાળકના જન્મ બાદ પાંચમા દિવસે સગાંસબંધીઓ ભેગા મળી બાળકનું નામ પાડે છે. આ દિવસે લખારી-જોખારી બાળકનો લેખ લખવા આવે છે. આ વિધિને 'પાંચરા'ની વિધિ કહે છે. આ પાંચરાના દિવસે છટ્ઠી આસરણ અને ધનિક આસરણ આવે છે એવી માન્યતા છે. બાળકનું નામ તેની ફોઈ પાડે છે. બાળકનું નામ પ્રકૃતિના અંશો સાથે જ જોડાયેલું હોય છે. પાંચરાના દિવસે દાયણ પણ કેટલીક વિધિ કરે છે, જેમાં દારૂની શાક પાડવી ડાંગરના, જુવારના દાણાં મુકવા સિંદુર લગાડવુ, તેના બાળક તથા માતાને ચાંદલો કરવો, અગરબતી સળગાવવીને કાળો દોરો અને ચણોઠી નજર ન લાગે તે માટે બાંધવામાં આવે છે. આ જન્મની વિધિ મોટે ભાગે સ્ત્રીઓ કરે છે.

## લગ્નમાં ગોત્રની ભૂમિકા

વસાવા સમાજમા લગ્ન  મામા ફોઈના છોકરા-છોકરી સાથે  થાય છે. આનુ કારણ  એવુ છે કે મામા-ફોઈ ના છોકરા-છોકરી સાથે લગ્ન થવાથી તેમના સંબંધો સારી રીતે લાંબા સમય સુધી ટકી રહે છે. આવા લગ્નમાં કોઈપણ પ્રકાર ના ઝગડા કે છુટાછેડાના બનાવો ઓછા જોવા મળે છે.

**લગ્નના પ્રકાર :**

(૧) સામાજિક વહેવારોથી લગ્ન (૨) પ્રેમ સબંધથી લગ્ન (૩) અપહરણ કરીને લગ્ન કરવા (૪)

વિધવા પુનઃ લગ્ન (૫) મોહીની વિધાથી લગ્ન (૬) ઘરમાં ઘુસીને લગ્ન.

**સામાજીક વ્યવહારોથી લગ્ન પ્રથા :**

સામાજીક વ્યવહારોથી લગ્ન કરવાની પ્રથા સંપૂર્ણ સામાજીક અને વ્યવહારુ હોય છે. છોકરા-છોકરી એકબીજાને પસંદ કર્યા પછી એમના માતા-પિતા પણ કયારેક પસંદગી કરે છે. તે પછી બન્ને તરફના માતા-પિતા લગ્નની તૈયારી કરે છે. પ્રથમ પુછપરછ કરવાવાળો આવે છે. તેને નાંની 'પોંગવાત' કહેવામાં આવે છે. તેજ દિવસે મોટી પોંગાતની તારીખ પણ નકકી નાખવામાં આવે છે. કેટલીક વખત તારીખ નકકી થતી નથી પરંતુ પાછળથી નકકી કરે છે. છોકરા-છોકરીને સામ-સામે બેસાડી છોકરા છોકરીના પિતાઓને ટોપલીઓની ફેરબદલી કરાવીને અથવા મોટા રૂમાલોની ફેરબદલી કરાવીને ઝબ્બા અથવા પાઘડીઓની ફેરબદલી કરાવીને બંન્નેને નવ-નવ મુક્કા મારીને વેવાઈ જાહેર કરે છે. આદિવાસી સમાજમાં આમ વેવાઈ થઈ ગયા પછી સંપૂર્ણ બંધાઈ જાય છે. લગ્ન મોટેભાગે દિવસના રાખે છે. જાનૈયા સવારે દશેક વાગ્યાના અરસામાં જમીને કન્યાના ગામ બાજુ રવાના થાય છે.

**લગ્નની વિધિ :**

જાન કન્યાના ગામના સિમાડે પહોંચે કે તરતજ કન્યા પક્ષનાઓ જાનૈયાનું સ્વાગત કરવા ગામના સિમાડે પહોંચી જાય છે. જાનૈયાઓને પાણી પીવડાવી સ્વાગત કર્યા પછી ગામમાં લઈ જઈ પડાવ આપવામાં આવે છે. કન્યા પક્ષના હરદળની થાળી લઈને વરપક્ષના પડાવે જઈ હરદળ લગાડીને આવે છે. તેજ પ્રમાણે

વરપક્ષના હરદળ લઈને કન્યા પક્ષ તરફ જાય છે અને કન્યાને હરદળ લગાડીને આવે છે. ત્યાર બાદ વરપક્ષના કન્યા માટે પોતાના રીતરિવાજ પ્રમાણે જે કંઈ કપડાં, ઘરેણા, ચંપલ વગેરે લાવ્યા હોય તે કન્યા માટે મોકલાવે છે. તે પહેરાવ્યા પછી જાનને કન્યાના માંડવે બોલાવે છે. વરને ઘોડા પર બેસાડીને લાવવામાં આવે છે. જાનને હંમેશા પૂર્વ દિશામાંથી માંડવામાં પ્રવેશ કરાવે છે. જાન મંડપમાં પ્રવેશે તે પહેલાં વાંસનું લાકડું આડું કરી જાનને અટકાવવામાં આવે છે એટલે વરરાજા કણી એટલે ધન ધાન્ય લાવ્યો હોય તે કન્યા પક્ષના ઘરે લઈ જાય છે. જાનને માંડવા તરફ આગળ વધવા દેવામાં આવે છે. મંડપમાં પ્રવેશતાં પહેલાં પૂર્વ દિશામાંથી માંડવાને એક ઝાટકો તલવારથી મારે છે, પછી પ્રવેશ કરે છે. વર અને કન્યાને રેતી ઉપર બેસાડેલા પાટલા ઉપર ઉભા રાખે છે. ત્યાર પછી લગ્ન કરાવનાર પૂજારા-ભગત વર-કન્યાને લુગડું અને ધોતીયાના છેડા બાંધે છે. ઉમરાનાં પાન અને પીપળાનાં પાનથી પૂજાવિધિ કરે છે. પછી એક વ્યક્તિ મંડપ ઉપર ચઢી જાય છે. ઉમરાનાં ડાળખાં ઉપર નવ ઉમરા ચણાં, ઘંઉ અને હરદળ મિશ્રણ કરેલો લોટ ચોંટાડે છે. ઉમરાની ડાળખી હલાવાથી ઉમરાં નીચે પડે છે, ત્યારે ઉમરા ઝીલીને ખાવા પડાપડી કરે છે. પાણી ઉપરથી છંટકાવ કરે છે અને લગ્ન પુરું થાય છે. નવ ફેરા વર કન્યાને સાથે મંડપમાં નચાડે છે તે પછી કન્યાને વળાવે છે. ગામના સિમાડે આસીતરા(હેગુલ)ની પૂજા વર કન્યાને કરાવે છે અને ત્યાર પછી કન્યાને સાસરે લઈ જવામાં આવે છે. કન્યા સાથે એક સખી મોકલે છે. બીજા દિવસે કન્યા પક્ષના લોકો વરના ઘરે જાય છે. ચાંદલા વિધિ કરી હરદળ ઉતારે છે. ત્યાર પછી જ સંસારની પરવાનગી આપે છે. તે પછી પાંચ દિવસે 'આણું' લઈને કન્યાને તેના પીયરના સગાંસંબધીઓ પીયર તેડીને લઈ જાય છે.

**પ્રેમ સબંધથી લગ્ન કરવા :**

- આ પ્રકારની લગ્ન પ્રથામાં પ્રેમ સબંધોથી જોડાય જવાની પ્રથા છે. આવા લગ્નમાં સંપૂર્ણ સહમતિ હોય છે, પરંતુ ક્યારેક એવું બની શકે કે માતા પિતાની સહમતિ આમાં ના પણ હોય. તો છોકરો અને છોકરી પ્રેમસબંધથી જોડાય ગયા હોય અથવા ભાગી ગયા હોય ત્યારે બંન્ને પક્ષના કુટુંબીજનો અને પંચો ભેગા થઈ લગ્ન જાહેર કરે છે. છોકરીનાં માતા પિતાને છોકરાનાં પક્ષ તરફથી અમુક દંડ, રકમ, ઘરેણાં અને વસ્ત્રો અપાવી દઈ જમણવાર રાખી લગ્ન જાહેર કરવામાં આવે છે.

**ઘરમાં ઘુસી જઈને લગ્ન કરવા :**

છોકરા-છોકરીનો પહેલેથી પ્રેમ સબંધ ચાલતો હોય અને એકબીજાને લગ્નનાં વચન આપી ચુક્યા હોય અને છોકરો બીજે લગ્ન નક્કી કરે તો છોકરી છોકરાના ઘરમાં જઈને રહેવા લાગે છે. પોતાના મન ગમતા છોકરાને લગ્ન કરવા માટે કુટુંબીજનો કોઈક કારણોસર ના પાડતા હોય ત્યારે પણ છોકરી છોકરાના ઘરમાં જઈને ઘુસી જાય છે. આવો બનાવ બન્યા પછી બંન્ને પક્ષના પંચો ભેગા મળી આવા લગ્નને માન્ય કરે છે. છોકરીનાં માતા પિતાને છોકરાનાં પક્ષ તરફથી અમુક દંડ, રકમ, ઘરેણાં અને વસ્ત્રો અપાવી દઈ જમણવાર રાખી લગ્ન જાહેર કરે છે.

**અપહરણ કરીને લગ્ન કરવા :**

આદિવાસીઓમાં છોકરીનું અપહરણ કરી લઈ જઈને લગ્ન કરી લેવાની પ્રથા પ્રચલિત છે. અપહરણ

કરી લગ્ન કરવા એમાં પુરુષો પોતાની તાકાત કેટલી છે. તેનું અનુમાન કરતા હતા અને ગૌરવ અનુભવતા હતા. તેમજ પોતાની છાપ કેટલી છે, તેનો પરિચય આડકતરી રીતે આપતા. અપહરણના કિસ્સામાં છોકરી પક્ષે છોકરીની ઈજ્જત જવાની તથા માતા પિતાની બદનક્ષી થતી હોવાથી તે અત્યાચાર અને માન હણનારી પ્રથા હતી. આ પ્રથાનો લાભ જમીનદારો લેતા હતા, ત્યાં સુધી છોકરીના માતા પિતાને છોકરીને વાંધો ન હતો. આ પ્રથાનો લાભ જમીન વગરના, ધંધા વગરના એવા માથાભારે લોકો અમુક છોકરીનું અપહરણ કરીને લગ્ન કરવાની કોશિશ કરતા હતા. આવા સમયે છોકરીના માતાપિતા છોકરી સાસરીમાં કેવી રીતે જીવશે, તેનો વિચાર કરતા હોય છે. અપહરણ કરીને લગ્ન કરવાની પ્રથા અત્યારે બંધ થતી જાય છે. પરંતુ રાજીખુશી હોય તો બંન્ને પક્ષકારો ભેગા મળી રોકડ રકમ અને લુગડાં ઘરેણાંની લેવડ-દેવડ કરાવી લગ્નની જાહેરાત કરે છે.

**વિધ્વા પુનઃ લગ્ન :**

વસાવા સમાજમાં કોઈ સ્ત્રીનો પતિ કે પુરુષની પત્ની મૃત્યુ પામ્યા હોય તો આવો સંજોગોમાં વિધવા સ્ત્રી કે પુરુષ બીજા લગ્ન કરે તો સમાજ તેને માન્યતા આપે છે. આ પ્રથામાં પણ બંન્ને પક્ષના લોકો ભેગા મળી સમાજના રીતરિવાજ પ્રમાણે જે કંઈ લેવડ દેવડ કરવાની હોય તે વિધિ કરીને કાયદેસરનાં લગ્ન જાહેર કરે છે.

## મોહિની વિદ્યાથી લગ્ન :

કેટલીક વાર છોકરાં કે છોકરી પોતાના મનગમતા પાત્રને મેળવવા માટે ગામમાં અથવા આજુબાજુના ગામમાંથી વિધિના જાણકારને ત્યાં જઈને મોહિની વિદ્યા વડે દાણાં મંત્રાવી લાવીને ખવડાવીને કે બતાવ્યા પ્રમાણે બીજી કોઈ વિધિ કરી પીણામાં પીવડાવીને અથવા ક્યારેક છોકરાના ઘરના દરવાજા પર નાખીને વશ કરી લગ્ન કરે છે.

## મરણવિધિ

મૃત્યુ એક સંસ્કાર. વસાવા આદિવાસીઓમાં ત્રણ સંસ્કારની વાત છે. સંસ્કાર એટલે શણગારવુ. એવા અર્થમાં ઉચિત ગણીએ તો વસાવામાં દેહને(શરીરને) જીવનભર ત્રણ વખત શણગારાય છે.

(૧) જન્મ (૨) લગ્ન વખત (૩) મૃત્યુ બાદ

પ્રકૃતિ પૂજક વસાવા સમાજે પોતાનું જીવન પણ પ્રાકૃતિક રીતે ગોઠવ્યું છે. ઋતુ અનુસારની એની પરંપરા છે. પ્રકૃતિને ઓછામાં ઓછુ નુકસાન પહોંચે એવી ભાવના હૃદયમાં ધારણ કરીને ગુજારતા હોય છે. વસાવામાં દેહની(શરીરની) ઉત્પતિ પ્રકૃતિમાંથી થયેલી માને છે. તેથી પિંડની પૂજા થાય છે. વસાવા આદિવાસીઓની જીવવારો, પવનદેવ કહયો છે. મૃતકનો સ્થુળ દેહ(શરીર) અહી પડી રહે છે, અને સૂક્ષ્મ દેહ જીવાત્મા સાથે જાય છે. જીવવારાની વારતામાં એનુ વર્ણન છે. વસાવા જન્મ પહેલાનાં અને મૃત્યુ બાદના જીવની સ્થિતિ વિશેની આગવી સમજણ ધરાવે છે. તેથી તેઓ આ વચગાળા દરમિયાન પ્રાપ્ત થતા

દેહ જીવવારાને(શરીરને) મહામૂલું ગણે છે. માટે જ જન્મ સમયનો પાંચેરો જીવને નવુ પિંડ પ્રાપ્ત થયાના આનંદરૂપે હોય છે. જયારે વિવાહના સંસ્કાર પ્રકૃતિમાં સંતતી જળવાય અને પ્રજોત્પતિના રૂપમાં બીજા જીવોને પણ પિંડ પ્રાપ્ત થાય એના હેતુથી દેહને શણગારાય છે. લીંગ પૂજા આદિવાસી જાતિમાં પ્રાચીન સમયથી પ્રચલિત હતી. જયારે મૃત્યુ એ આ જીવાત્માને પ્રાપ્ત થયેલ દેહનો અંત છે. આ દેહ જયાંથી પ્રાપ્ત થયો છે ત્યારે ફરી પાછો આપવા માટે એને શુધ્ધ કરી શણગારી પ્રકૃતિ સોંપી દેવાની ભાવના લોકોમાં છે. દેહ આ પ્રકૃતિનો અંશભાગ છે. તેથી ફરી પ્રકૃતિ સુધી લાવતાં તેનું અપમાન ન થાય એવી લાગણીથી શબ શણગારી છેલ્લે ત્રીજો મૃત્યુનો સંસ્કાર કરે છે. આમ આ ત્રણે સંસ્કારો એકબીજા સાથે સળંગ ગુંથાયેલા છે. આ ત્રણે સંસ્કારો જો કોઈ વ્યક્તિનો વિવાહ સંસ્કાર બાકી રહી ગયો હોય તો વસાવા સમાજમાં મૃતદેહની સાથે બેસાડીને પણ આ વિધિ પુરી કરે છે.

**વસાવા આદિવાસીમાં મૃત્યુનાં લક્ષણો અને માન્યતાઓ**

(૧) અતિશય બીમાર વ્યકિતની આંખો પીળી થઈ જાય કે આંખોનો ઘેરાવો સુઝવાથી ઉપસી આવેલ હોય તો વ્યકિત થોડા વખતમાં મૃત્યુ પામશે એવી માન્યતા છે.

(૨) નાકની દાંડી એક તરફ નમી પડે અથવા આંખો ઉપર કે નીચે તરફ ઢળી જતી હોય તો માણસનું મૃત્યુ નિશ્ચિત છે એવું માનવામાં આવે છે.

(૩) મરણ પથારીએ પડેલ વ્યકિત સગાંસંબધી કે આ વ્યકિતને ઓળખવાનુ બંધ કરી દે આંખે ઝાંખપ

આવી જાય.

(૪) સગાંસબંધીમાં કોઈક વ્યકિતને મળવાની અતિશય ઈચ્છા ધરાવે, કયારેક વધારે દારૂ, તાડી, માંસ કે માછલાં ખાવાનું માગે છે. જો આ ના આપવામાં આવે તો ગુસ્સો પ્રગટ કરે છે.

(૫) પોતાનાં વસ્ત્રો કે સામાન પ્રત્યે લાગણીશીલ બની સંતાડ્યા કરે કોઈનું પણ સૂચન ધ્યાનમાં ન લે.

(૬) પથારીમાં પડયાં પડયાં કંઈ કંઈ બોલ્યા કરવું જેવું કે અગાઉ મૃત્યુ પામેલા(પૂર્વજો) મને લેવા આવે છે. ત્યાં ઉભા છે. મને બોલાવે છે. આવુ બોલીને ગભરાય, દુઃખી થાય છે. પોતાના પૂર્વજો તેને દેખાય છે.

(૭) મરણાનાર વ્યકિતનુ શરીર સંપૂર્ણ રીતે ઠંડુ પડી જાય અને એક જ નાડી દ્વારા શ્વાસ ચાલતો હોય શ્વાસોચ્છવાસની ક્રિયામાં રુંધાતી(ધ્રુજારી) કે હણહણાટી ચાલતી હોય તો વ્યકિત ટૂંક સમયમાં મૃત્યુ પામશે એવી માન્યતા છે.

(૮) કેટલીક વાર મરવાની અણી પર પહોંચેલો વ્યકિત જુદાં-જુદાં પ્રકારની ઈચ્છાઓ પ્રગટ કરતો હોય, તે સમયે બીડી, તમાકુ કે દારૂ, તાડી પીવડાવી ઈચ્છા પૂર્તી કરાવી વિધિ કરી દેવાય છે. તો વ્યકિતનો જીવ સરળતાથી દેહ છોડી દે છે.

**(૯) દર્ભ(દાભડો) અને મૃત્યુનો સંબંધ :**

દર્ભ એટલે દાભડો (એક પ્રકારનું ઘાસ) તેને કુશ નામથી પણ ઓળખે છે. તેને કાપવા માટે કુશળતા જરૂરી છે. આદિવાસીઓના જીવન સાથે દર્ભનું ઘાસ વિશિષ્ટ રૂપે જોડાયેલ છે. દર્ભ જન્મ અને મૃત્યુ સાથેની

વિધિઓમાં ગાઢ રીતે સંકળાયેલું છે. જયારે વ્યકિત અંતિમ શ્વાસ લઈ રહી હોય ત્યારે તેના જીવને શરીરમાંથી નીકળવા માટે કષ્ટ થઈ રહયું હોય તો તે સમયે આદિવાસીઓ દર્ભના ઘાસને મરણ પથારી પર પડેલા વ્યકિતના શરીર નીચે મુકી દે છે. તેથી તેનો જીવ શરીરમાંથી કષ્ટ વગર નીકળી જાય છે.

**(૧૦) યમરાજ અને દૂત સબંધી માન્યતા-જોનગીરાયો :**

વસાવા આદિવસીઓમાં યમરાજને ‘જોનગીરાયો’ કે ‘જોમ’ કહેવાય છે. ભલો અને ભુંડો તેના બે દૂતો હોય છે. આ ભીલો યમ અને તેના દૂતોને આદરભાવથી પૂજે છે. તેના ભયને કારણે તેમને કેટલીક આહુતી બલિદાન આપવાની પ્રથા છે. પૂર્વજો યમ સાથે રહે છે. તે સૌના શરીર કાળાભટ્ટ હોય છે. કોઈપણ પૂર્વજ પાસે પહેરણ હોતું નથી. જયારે કોઈ વ્યકિત મૃત્યુ પામશે ત્યારે આ પૂર્વજો ખુશી અનુભવે છે. મૃતકના શબને લેવા માટે વિહામાંની(વિસામાની) હદ સુધી આવે છે, અને મૃતકના ખાટલા ઉપર બેસીને સ્માશાન સુધી નાચગાન કરતા જાય છે.

વસાવા આદિવાસીઓમાં એક એવી માન્યતા છે કે વ્યકિતના જીવતે જીવ તેના હાથ પગ કે શરીરના આ ભાગોમાં જો છુંદણા મુકવવામાં ન આવે અથવા નાક-કાન વીંધાવીને કાણાં પાડવામાં નહી આવે તો એવી વ્યકિત મૃત્યુ પામે ત્યારે યમના દૂતો ધગધગતો કોષ ગરમ કરીને કાન કે નાકમાં સરકાવે છે, તથા હાથ-પગ કે કપાળે કોષથી ડામ મુકે છે. આ પ્રકારની પીડાઓમાંથી બચવા માટે જીવતર દરમિયાન લોકો આ બે પ્રકારની ક્રિયાઓ કરી લેતા હોય છે. એવું માનવામાં આવે છે કે જો મૃતક વ્યકિતનાં કર્મો ખોટાં હોય તો યમદૂતો

તેને ઝાડી ઝાખરાં કે કાંટાઓમાં ઘસેડતાં, બંને હાથના બાવડાં પકડીને બેઉ તરફની પાંસળીઓમાં બરછીની અણી કે મુકકાથી માર મારતાં કષ્ટ આપતા લઈ જતા હોય છે. યમના જે બે દૂતો(ભલો અને ભુંડો) છે. લોકોમાં એવી પણ માન્યતા છે, રાત્રિના સમયે જયારે રાજા ઘુવડ 'કુદી પડુપ...કુદી પડુપ' એવા અવાજમાં બોલે તો અવશ્ય ગામમાં કે સંબંધીઓમાં કોઈનું મૃત્યુ થાય છે. એટલે કે યમના દૂતો વિશે આદિવાસીઓ એવું માને છે કે તેઓ અંધારિયા લોકના રહેવાસી હોવાથી રાત્રિના સમય દરમિયાન રાજા ઘુવડ જેવા પક્ષીના રૂપમાં ફરતા હોય છે. જયાંથી જે વ્યકિતના જીવને લેવામાં આવે છે ત્યારે આ રીતે પોતાના અવાજની ભાષામાં સંદેશો આપે છે. આ રાજા ઘુવડ સાથે કુતરાનો સંબંધ જોડાયેલો છે. લોકો એવું માને છે કે યમના દૂતો કૂતરાને સ્પષ્ટરૂપે દેખાય છે. આ દિવસોમાં રોત્રે સમયે રડવાના અવાજો કરે છે, ત્યારે લોકો અંદાજ બાંધી લે છે કે આજે કયાંક કોઈનું અવસાન નિશ્ચિત છે. આવી માન્યતાથી પ્રેરાઇને કુતરા ને પાળે છે. યમદૂતોનો મિત્ર માને છે. કોઈ વ્યકિત મૃત્યુ પામે ત્યારે આ ત્રણેય કૂતરો અને બે દૂતો મળીને જીવને લઈ જાય છે. તે સમયે મૃતાત્મા અને દૂતોને તે રસ્તો બતાવતો આગળ ચાલે છે. પૂર્વજો જયાં રહે છે, તે રસ્તાઓનો  જાણકાર કૂતરો છે. આથી તે ત્યાં સુધી મૃતાત્માને લઈ જાય છે. આ માનીને વસાવા લોકો કૂતરા તરફ આદર ભાવ રાખે છે, એની સેવા કરે છે.

મૃતક વ્યકિતના સગાંસંબંધીઓ કે આ લોકો દ્વારા મૃતકના શબની બાજુમાં કે ઘર આંગણામાં દારૂની ધાર(શાક) પાડવાનો રિવાજ છે. દારૂ અર્પણ કરતી વખતે મૃતાત્મા માટેની લાગણીથી પ્રેરાઇને તેઓ યમરાજાને પ્રાર્થના કરે છે. તેના જીવને ફરી જીવન મળે એ જીવ જયાં મૃત્યુ લોકમાં ગયો છે. તેની આજના

લોકોમાં જીવન જીવતાં જે કંઈ ભુલો થઈ હોય તેના પ્રાયશ્ચિત રૂપે તથા તે દૂતોના નામ લઈને દારૂ ધરે છે. એની સાથે જે પિતૃઓ(પૂર્વજો) પહેલાં ગયેલા છે, તેમને પણ પ્રાર્થના કરીને દારૂ ચઢાવે છે અને કહે છે. આ દારૂ જે હું તમને અર્પણ કરું છું. તે આપ સૌ પૂર્વજો ભેગા મળી વહેંચીને સૌ સંપીને પીજો, આવેનાર(મૃતક) પોતાના સગાંનો સત્કાર કરી પૂર્વજોના લોકમાં આદર પૂર્વક સ્વીકાર કરજો, એવું કહી ને યમના દૂતો તથા યમ સાથે રહેનાર પોતાના પૂર્વજોને પૂંજે છે, એમને દારૂ વગેરે અર્પણ કરે છે. આ પૂર્વજોની પૂજા અને યમ પૂજા વસાવા સમાજમાં આજે પણ જોવા મળે છે.

**સ્મશાન વિશેની માન્યતાઓ**

વસાવા આદિવાસીઓ સ્મશાન ગોળ અથવા 'ચૌકોર' રાખે છે. સ્મશાન પોતાના પૂર્વજોનું રહેઠાણ છે, તથા પૂર્વજો સાથે કેટલીક ઈંડા-પીંડા (દુષ્ટાત્માઓ) ખાસ કરીને મગર વિદ્યા કે જાદુ ટોણાંની વિદ્યા જાણનારા મૃત્યુ પામે છે. તેવા દુષ્ટ આત્માઓ મર્યા પછી પણ સ્થળે નિવાસ કરે છે, એવું માનીને તેઓ સ્મશાનથી ભય અનુભવે છે. મુખ્યત્વે સ્મશાન ખાડી કે કોતરની ધાર પર કિનારે રાખે છે. સ્મશાનમાંથી અંતિમ વિધિ પુરી કરીને લોકો સ્નાન ક્રિયા કરીને ગામ તરફ જઈ શકે, વર્ષના અમુક સમયગાળામાં એટલે કે કાળી ચૌદશ અમાસ જેવી રાત્રિમાં આ સ્મશાનમાં નિવાસ કરનારા પૂર્વજો ઉત્સવ ઉજવીને નાચગાન કરે છે. એવી માન્યતા પ્રચલિત છે. કેટલીક ગુપ્ત વિદ્યાઓ સ્મશાનમાં બેસીને સિદ્ધ કરે છે. સ્મશાનમાં રહેનાર પૂર્વજો ભૂતોના વેશમાં તે વિદ્યાની પરીક્ષા કરે છે, એવું માને છે. સ્મશાનનો વિસ્તાર વિહામાથી(વિસામાથી)

શરૂ થાય છે. આવી ગુપ્ત વિદ્યાને સિદ્ધ કરવા ભૂવાઓ સ્મશાનમાં રહેતા પૂર્વજોને જગાડીને દર્શન કરાવે છે. કાયમ તેની પૂજા કરનારાને તે વિધિના સાચા જાણકાર જ આ પૂજાવિધિ કરી સ્મશાન જગાડી શકે છે. લોકોની માન્યતા અનુંસાર ત્રણ પ્રકારનાં સ્મશાન જોવા મળે છે. (૧) કુદરતી મૃત્યુ (૨) બાળ મૃત્યુ (૩) ગર્ભવતી સ્ત્રી કે રોગીષ્ટ

**મરણ થયાની સાથે કરવામાં આવતી વિધિ :**

વ્યકિત મૃત્યુ પામે છે ત્યારે સૌ પ્રથમ એ ખાટલામાં હોય તો નીચે જમીન પર પથારી કરીને ઉત્તર દિશા તરફ માથું રાખી સુવાડે છે. શબને નવડાવી હળદર લગાડી નવાં કપડાં પહેરાવે છે. ત્યાર પછી ગામના લોકોને મરણ થયું છે. તેની જાણ કરવા માટે તૂર અને થાળી વાળા તેમજ વાંસળી વગાડવા વાળાને બોલાવે છે. વાંસળી વાળો એકદમ કરૂણ સૂર વગાડે છે અને તુર-થાળી વાળા કરૂણ તાલ વગાડે છે. દેવતા સળગાવી દેવતાને વચ્ચે રાખી વાંસળી વાળો તૂરવાળો અને થાળી વાળો વગાડતાં-વગાડતાં ગોળ-ગોળ ફરે છે. બધી સ્ત્રીઓ મોટે ભાગે રડે છે. ત્યારે ગામમાં ગમગીન પરિસ્થિતિ સર્જાય છે. મૃત્યુ થયાની જાણ આજુ-બાજુનાં ગામના લોકોને તેમજ સગાંસબંધીઓને મૌખિક રીતે ચાર-પાંચ વ્યકિઓને અલગ-અલગ ગામોમાં પોતાની સગવડ અનુંસાર મોકલે છે. આ પ્રસંગે ગામના લોકો અને આજુબાજુના ગામના લોકો પણ અચૂક હાજરી આપે છે. સાથે મરણ થયેલ વ્યક્તિ માટે ખાવાનું સીધુ (રસોઈ માટેની વસ્તુઓ) લઇને આવે છે. ત્યાર પછી હારવાણી ડોસી અને હારવાણીયો ડોસો (મૃત્યુની વિધિ કરવાવાળા વિધવા અને

વિધુર સ્ત્રી-પુરુષને બોલાવવામાં આવે છે.) આ લોકો મરણની વિધિ ચાલુ કરે છે. જો મૃત્યુ સવારની પહોરમાં થયું હોય તો સાંજ સુધીમાં તેની અંતિમ વિધિ કરી નાખે છે, જો સાંજના સમયમાં થયું હોય તો બીજા દિવસે સવારે તેની અંતિમ વિધિ કરે છે.

**મડદા માટે રાંધણાની વિધિ :**

મડદા માટે 'જેવણ'(રસોઈ) બનાવવાની વિધિમાં હારવાણીયો ડોસો દાતરડું માંગે છે, અને કાલી પોત (કાળા મણકા વાળી હાર) પાવસેરી એક બોટલ દારૂનો, પચ્ચીસ ટકાનો ભાગ દારૂ શાક પાડવા માટે માંગે છે. દાતરડાને કાલી પોતે બાંધે છે. આ કાળી પોત એટલા માટે બાંધવામાં આવે છે કે હારવાણીયો ડોસો ખૂબ જ ગરીબ તેમજ વિધુર માણસ હોવાથી મેલી વિદ્યા જાણનાર વ્યક્તિ એમને મુઠ મારે તો, તેમને મુઠ ના વાગે તે માટે કાળી પોત દાતરડાંને બાંધે છે. બે બેડલાં, એક તપેલી, ચાર આના પૈસા, આતારીંગો નદીને આગ આપવા માટે હાથમાં દાતરડુ પકડી હારવાણીયો આગળ ચાલે છે. બેડલાં વાળા પાછળ ચાલે છે. તેમની પાછળ વાંસળીવાળો પાણી ભરી લાવે છે. પાણી ભરી લાવ્યા બાદ ઘર માલિક આઠ આના કે એક રૂપિયો હારવાણીયાને આપે છે, ત્યારે ઘરમાં ચૂલા પાસે જાય છે. ચુલા પાસે ગયા બાદ એક પાવસેરી દારૂ, ચાર આના કોડલ(ચુલા) દેવને આપે છે. આ વિધિ થયા પછી હારવાણીયો કુહાડી લઇ બે ચાર લાકડાં કાપી આપે છે. હારવાણી ડોસીને ચુલામાં અગ્નિ સળગાવીને સીધું લેવાનું કહી તે ખાખરાનાં પાનની બે બાજ ઊંધી બનાવે છે. ભીંડીની છાલનું(કુચુ) સીકું બનાવે છે.

હારવાણી ડોસી ઓટલા ઉપર બેસે છે. બાજુમાં તેની જોડે સૂપડું મુકે છે. ગામના લોકો તથા આજુ બાજુના ગામોથી પધારેલા સગાંસંબંધી સ્ત્રીઓ અને પુરુષો મરણ થયેલ વ્યકિત માટે લાવેલ રસોઈની વસ્તુઓ કાંદા, મરચું, લસણ, હળદર, દાળ, ભાત, લોટ, ચોખા, રીંગણ, ટામેટાં અને આ ચીજવસ્તુઓ મુકે છે. બાજુમાં ખાખરાનાં પાન મુકે છે, તેમાં લોકો પૈસા મુકે છે અને મડદા પર અલ ચઢાવી મુખ દર્શન કરે છે. આમાં ભેગા થયેલા પૈસાથી રસોઇને લાગતો બાકીનો સામાન લાવે છે. સગાંસંબંધી લાવેલ રસોઈની વસ્તુઓ અલગ-અલગ મુકે છે. અલગ-અલગ ચીજવસ્તુંઓ વિવિધ પ્રકારની જુદી-જુદી વાનગીઓ બનાવે છે. આ બધું રાંધવાનું કામ હારવાણી ડોશીઓ કરે છે. ત્યાર પછી હારવાણીયો મરઘીને નવડાવી તેની બલી ચડાવી મટન બનાવે છે. ત્રણ ખાખરાનાં પાનમાં મટન મુકી અલગ-અલગ રસોઈ બનાવે છે.

### લોક આળો અને મડદાને લાગતી વસ્તુંઓ

આ સમાજમાં કોઈપણ વ્યકિતનું મરણ થાય તો તેની અંતિમ વિધિ કરે છે. વિધિને લગતી વસ્તુંઓ લેવા માટે ગામના લોકો અને સગાંસંબંધીઓ આર્થિક મદદ કરે, એવો રીવાજ છે. જે ઘરમાં મડદું હોય તે જ ઘરના આંગણામાં પંચની ચાદર પાથરે છે. કોઈપણ વ્યક્તિ પોતાની યથા શક્તિ પ્રમાણે આર્થિક મદદમાં રૂપિયા મુકે છે. અમુક સમય થયા પછી પંચ પૈસા ગણી માલિકને આપે છે અથવા પંચના પૈસા અને માલિકના પૈસા ભેગા કરી ભગત ભૂવા અથવા પંચમાંથી કોઈપણ જાણકાર વ્યક્તિ સાથે વિધિ માટેની વસ્તું બજારમાં લેવા

જાય છે, તેની યાદી નીચે મુજબ છે.

| પુરુષો માટે | સ્રીઓ માટે |
|---|---|
| ૧. ધોતી સફેદ રંગની | ૧. લુગડું (લાલ રંગનુ) |
| ૨. ખમીઝ સફેદ | ૨. ચોલી |
| ૩. ટોપી | ૩. ચાદર |
| ૪. તપેલી | ૪. તપેલી |
| ૫. લોટો | ૫. લોટો |
| ૬. કપ-રકાબી | ૬. કપ-રકાબી |
| ૭. ખાંડ | ૭. ખાંડ |
| ૮. દિવાસળી | ૮. દિવાસળી |
| ૯. ચાટલી (લાકડાંમાંથી બનાવેલ) | ૯. ચાટલી (લાકડાની) |
| ૧૦. માટલી | ૧૦. માટલી |
| ૧૧. ડોલ | ૧૧. ડોલ |
| ૧૨. ચાદર | ૧૨. ચાદર |
| ૧૩. કાસકો | ૧૩. ખાકી |
| ૧૪. હુદળો | ૧૪. પોત(કાળા મણકાની) |

૧૫. પોત (હાર) ૧૫. કાળો દોરો
૧૬. ફળ-ફળાદી ૧૬. ફળ-ફળાદી

ઉપરની વસ્તું બજારમાંથી ખરીદી લાવ્યા પછી સામાન હારવાણીયાને સોંપે છે.

**મડદાને જમાડવાની વિધિ**

મડદાને જમાડવાની વિધિમાં હારવાણીયો મડદાને ખાખરાનાં પાનની સાથે રહેતી દાંતણ જેવી નાની સોટીથી દાંતણ કરાવે છે. મોઢું ધોઈ નાખી પછી દારૂનાં બે-ચાર ટીપાં મોઢામાં નાંખી પીવડાવે છે, રસોઈના પાંચ કોડીયા દરેક વાનગી ખવડાવવાની વિધિ કરે છે. જમાડ્યા બાદ તેને પાણી પીવડાવે છે. બાકી રહેલી રસોઈને ટોપલીમાં મુકી ટોપલીને કાપડથી બાંધવામાં આવે છે.

**ખાટલો તૈયાર કરવાની વિધિ**

આ વિધિમાં હારવાણીયો ખાટલાને ઘરની બહાર આંગણામાં મુકે છે. ખાટી ભીંડીની છાલની(કુચાની) દોરી બનાવે છે, દોરીને ખાટલામાં અંદર ભેરવી દેવામાં આવે છે. મકાઈનો(ડોડો) ખાટલાની ચારે ખૂણે રાખે છે. હારવાણીયો કુહાડી-દાતરડું સાથે રાખે છે. પછી ખાટલા ઉપર પથારી પાથરે છે. ત્યાર પછી મડદાને લાવી ખાટલામાં સુવાડે છે. મૃત્યુ પામનાર વ્યકિત જો સ્ત્રી હોય તો લાલ રંગનું કફન અને પુરુષને સફેદ રંગનું કફન ઓઢાડવામાં આવે છે. અમુક લોકો મૃત્યુ પામનાર વ્યકિતનો ખાટલો શણગારે છે અને ઉપર પડદો રાખે છે. મડદાનાં વસ્ત્રો આપે છે. વસ્ત્રો તેના માથાની બાજુમાં મુકે છે. ખાટલો તૈયાર થઈ ગયા પછી છીકુ

બનાવેલું હોય તેમાં નાની માટલીમાં ઉપર વાંસની નાની ટોપલી મુકી તેમાં પૈસા નાખે છે. ટોપલી પર લંબગોળ બનાવેલું છાણું સળગાવીને મુકે છે. આમ તૈયાર કરેલી માટલી વાળમાં લટકાવે છે. મડદા પર અંત્તર છાંટવામાં આવે છે.

**સ્મશાન યાત્રાની વિધિ**

બધી તૈયારી થઈ ગયા પછી તૂરનો તાલ બદલવામાં આવે છે. સગાંસંબંધી લોકો સાથે મળી ખાટલાને ઘરના આંગણામાંથી ઊંચકે છે. સમાજના દરેક વ્યકિતઓ ખાંધ આપે છે. હારવાણીયો બધાની આગળ રહે છે. ત્યાર પછી તૂરવાળો ચાલે છે. તેમની પાછળ રસોઈના પોટલાવાળો ચાલે છે. પાછળ ખાટલો ઊંચકવા વાળાઓ ચાલે છે. હારવાણીયો ખાંધ પર કુહાડી અને હાથમાં દાતરડું લઈ ચાલે છે. ભાત, અનાજ, મમરા, પૈસા રસ્તે નાખતો જાય છે. હારવાણી ડોસીના હાથમાં દારૂની બોટલ રાખે છે અને અમુક અંતરે વારંવાર શાક પાડે છે.

**વિસામાની વિધિ**

વિસામાને(ગામના પાદર) ‘વિહાવો’ પણ કહે છે. આદિવાસી સમાજમાં પૂર્વજો તેને ‘વિહાર આંબલો’ તરીકે ઓળખે છે. વિસામાની જગ્યા પર મડદાને નીચે ઉતારી ખાટલા સાથે હારવાણીયો ખાખરાનાં પાનની બનાવેલી બે દોણીયામાં(પડિયામાં) રોટલો મુકે છે. ત્રણ વાર દારૂની શાક પાડે છે. રોટલો મુકતી વખતે હારવાણીયો બંને હાથ વડે ગુણાકારના ચિન્હો જેવા આકાર કરી મુઠ વાળીને ખાવાનું મુકે છે. આ વિધિ પૂર્ણ થયા પછી જો મરણ પામનાર વ્યકિતએ જીવનમાં લગ્ન કરેલ ન હોય તો મરણ પામનારના જીવન

સાથીને સાથે ઊભા રાખી મૃતક જોડે લગ્ન વિધિ (અપરિણિત) પૂર્ણ કરવામાં આવે છે. પુરુષનું મૃત્યુ થયું હોય તો સ્ત્રીઓ બંગડી તોડવી, માથાનું સિંદુર સાફ કરવું, મંગળસૂત્ર ગળામાંથી તોડી નાખવું પડે છે. તેમજ સ્ત્રીનું મૃત્યુ થયું હોય તો પુરુષે ટોપી અથવા ખમીઝ ઉતારવું પડે છે. ઉતારેલાં કપડાં કે વસ્તુંઓ વિરુદ્ધમાં ઓંશીકા નીચે મુકે છે. ત્યાં સગાં-સંબંધીઓમાં સ્ત્રીઓ છેલ્લી વખત મૃતકનું મુખ દર્શન કરે છે. ત્યારબાદ સ્ત્રીઓ ઘરે આવીને પિત્તળના વાસણમાં પાણી લઈને ગામનો રિવાજ હોય તે જગ્યાએ જઈને પાણી આપે છે. આ પાણી તેમના પૂર્વજોની યાદમાં આપે છે. સ્ત્રીઓ માથા પર જ આ લોટો લઈ જાય છે.

**વિસામાની માન્યતા**

આ સમાજ વિસામાને વિહાર આંબલો કહે છે. આગળનું કાર્ય ભૂલાવી દેતું આંબલીનું વૃક્ષ જે જગ્યા પર હોય તે જગ્યા પર વિધિ કરે છે. વિધિ પૂર્ણ થયા બાદ મડદાના ખાટલાને ઊંચકવામાં આવે છે. સ્મશાનમાં લઈ જતી વખતે આ વિહાર આંબલાની ડાળખી મૃતક વ્યકિતના શરીરને લાગી જાય છે. પૃથ્વી લોકોમાં મૃતકે પોતાના જીવનમાં કોઈપણ પ્રકારનું કાર્ય કર્યું હોય તે બધું જ કાર્ય ત્યાંથી ભૂલી જાય છે. તેનો જીવ પાછો ગામ તરફ આવતો નથી, તેમજ લોકોને હેરાન કરતો નથી, માટે આ વિધિ કરવામાં આવે છે. આવી દંત્તકથા લોકોમાં મૌખિક રીતે પ્રચલિત છે.

**સ્મશાનની વિધિ**

સ્મશાને પહોંચ્યા પછી આગળના પૂર્વજો મરણ પામ્યા હોય, તેવી જગ્યાએ દાગ આપવા માટેની

જગ્યા પસંદ કરે છે. હારવાણીયો અનાજ અને દારૂ ચઢાવી જગ્યા નકકી કરે છે. અંતિમવિધિ બે રીતે કરે છે, જે નીચે મુજબ છે.

(૧) ખાડો ખોદીને (દફન વિધિ) (૨) અગ્નિથી બાળીને (સળગાવીને)

**ખાડો ખોદીને (દફન વિધિ)**

આ વિધિમાં મૃત્યુ પામનાર વ્યકિત જયારે ઘરે હોય છે, ત્યારે જ તેના દફન માટે ખાડો ખોદવા માટે સ્મશાનમાં ચારથી પાંચ વ્યકિતઓ જાય છે. તે વખતે પણ તે જગ્યા પર દારૂ, ચોખા વડે પૂજન કરવામાં આવે છે. જે વખતે મડદાને લઇ જાય છે, ત્યારે ખાડાની પૂર્વ દિશા પર જ મડદાને મુકવામાં આવે છે. તે વખતે બધા લોકો મડદાને ખાડાની આગળ મુકી પથ્થર શોધવા માટે જાય છે. એક જગ્યા પર પથ્થરો ભેગા કરે. ત્યાર પછી ઘરેથી જે રસોઈ બનાવી આપવામાં આવી હોય તે રસોઈને પૂંજન કરે છે. મૃત્યુ પામનાર વ્યક્તિના નજીકના સગાંસંબંધીઓ હોય તે પહેલાં મરનારના નામ પર જમાડે છે. પછી જ આ લોકો ચઢાવે છે તેવી જ રીતે પાણી પણ આપે છે. વિધિ થઈ ગયા બાદ મડદાને ઉઠાવીને ખાડામાં મુકે છે. તેની સાથે જરૂરી વસ્તુંઓ મડદા ઉપર મુકે છે. સગાંસંબંધીઓ છેલ્લી વખત મોઢું જોવા આવે છે. મડદાનું મોઢુ ઢાંકી દેવામાં આવે છે. ખોદેલી માટી તેના ઉપર નાખવામાં આવે છે. આ માટી સગાંસંબંધી નાખી શકે છે. માટી પુર્યા બાદ ભેગા કરેલા પથ્થરો ખાડાની ઉપર મુકે છે. મડદાને ઊંચકી જવા માટે જે લાકડાં લઈ જવાય છે, તે લાકડાં ઊભાં કરે છે તે લાકડાં ઉપર સફેદ રંગનો ધ્વજ બાંદવામાં આવે છે. ત્યારબાદ ખાટલાને પથ્થરો પર ઊંધો મુકે છે, મડદા ઉપરનું લાલ કાપડ પણ મુકી

દેવામાં આવે છે.

**અગ્નિથી**

જે જગ્યા નક્કી કરેલી હોય ત્યાં બાજુમાં ખાટલો ઉતારે છે. ભાતા વાળો ખાટલા પર બેસે છે. ઉલ તૈયાર થાય, ત્યાં સુધી પહેલું લાકડું હારવાણીયો મુકે છે. પછી બીજા લોકો ઉલ તૈયાર કરે છે. અર્થી ઉલ તૈયાર થઈ ગયા બાદ ઉલ ના મારફતે મડદા સાથે ખાટલો પાંચ વખત ફેરવે છે. હારવાણીયો, પોટલા વાળો, તૂરવાળો, થાળીવાળો અને વાંસળી વાળો ખાટલા વાળા મડદા સાથે ફરે છે. પાંચ વાર ફર્યા પછી ઉલ ઉપર ખાટલો મુકે છે. મડદાના બન્ને હાથમાં સાંભરના વૃક્ષની બે લાકડીના ટૂકડા આપે છે. ફરીથી મડદા ઉપર લાકડાં મુકવામાં આવે છે. યાત્રામાં આવેલા લોકોએ ચોખા મડદાને આપે છે. ત્યાર પછી હારવાણીયો પાણી લેવા નદીએ જાય છે ત્યારે વાંસની ટોપલીમાંથી અનાજ ત્યાં નાખે છે. માટલીમાં મુકેલા પૈસા નદીને અર્પણ કરે છે. દાતરડાંથી નદીને કાપે છે માટલીમાં પાણી ભરી લાવે છે. હારવાણીયો ખાખરનાં પાન અને એક ડાળખીનું દાંતણ મડદાને કરાવે છે. ડાળખી વાળાં ત્રણ પાન મડદાના માથે મુકે છે. ત્રણ જગ્યાએ દારૂની શાક પાડે છે. રાંધેલું ભોજન ત્રણ જગ્યા પર ખાખરાના પાનમાં મુકે છે. મડદાને ભોજન કરાવે છે. ત્રણ વખત પાણી આપે છે. ઘરના સગાંસંબંધી આવેલ કોઈ પણ વ્યકિત મડદાને ભોજન આપે છે. ત્રણ વખત આ વિધિ થયા પછી પાંચ વખત ઉલ ને કુહાડાથી મારવામાં આવે છે. હારવાણીયો બે મશાલ બનાવે છે. આમાંથી એક પોતાની પાસે રાખે છે અને બીજી સગાંસંબંધીને આપે છે. હારવાણીયો ઉલ ને એક જગ્યાએ

અગ્નિ આપે છે અને સગાંસંબંધી ચારે બાજુ અગ્નિ આપે છે. પાંચ વ્યકિતઓને ત્યાં મુકી નદીએ બધા લોકો સ્નાન કરવા જાય છે.

બન્ને પ્રકારની વિધિ પછી હારવાણીયો ઉંબરાની ડાળખી લઈ આગળ નદી કિનારે જાય છે અને ત્યાં ઉંમરાની ડાળખી, દાતરડું અને કુહાડી સાથે મુકે છે. સ્નાન કર્યા પછી લોકો પાડાને ચારો આપે છે. પૈસા નદી કિનારે ઘાસ સાથે ઉંમરાની ડાળખી દાતરડું -કુહાડી સાથે મુકે છે, ત્યાં મુકી દારૂની શાક પાડે છે. હારવાણીયો સ્નાન કરીને લોકોને પાણીના છાંટા આપે છે. લોકો ઉંમરાનાં પાન થોડા તોડી કાનની અંદર ગોળ કરી (રૂની પુમડી જેવું) મુકે છે. એક ઝાડ નીચે ભેગા થાય છે. ત્રણ ખાખરાનાં પાનની વાડકી બનાવે છે. તેમાં દારૂ આપે છે. બધા લોકો લાઈનમાં બેસવું પડે છે. હારવાણીયો એક વાડકી આપે છે. વાડકીને એક પછી એક વ્યકિતના હાથમાં આપી ફરીથી શાક પાડવા માટે આપે છે. પંચો  બેઠા પછી હારવણીયો અને હારવાણીને મજૂરી ચુકવવામાં આવે છે. તૂરવાળો, થાળીવાળો અને વાંસળીવાળાને ગામના રીત-રિવાજ મુજબ મજુરી ચુકવે છે.

પંચો બેઠા હોય ત્યાં વારીયા(વચન) કાઢે છે. (૧) હોરગી કોલી (૨) ભોસમ કોલી (૩) ગુંદ(નદીનું ઘાસ) વોરી અહી પંચ બારમું કરવાનું કે ત્રીજ્યું કરવાનું તે નકકી કરે છે. છેલ્લે કોટીયું નાચે છે, ત્યાર પછી લોકો છુટા પડે છે.

**સ્ત્રીઓ દ્વારા વિસામાએ થતી વિધિ**

ચાલતી(ફરતી) શાકનો વધેલો દારૂ સ્ત્રીઓને આપે છે. નદી પાર કરી હારવાણી ડોસી ગુંદ(નદીનું ઘાસ) પકડીને પાછળ હાથ રાખી વિધિ કરે છે. ભાત ચપટીમાં રાખે છે. નદી કિનારે જગ્યા બનાવી ખેત બનાવે છે. ખેતમાં ખેડ કરી વાવણી કરે છે. હારવાણી ડોસી નીંદામણ કરવાની વિધિ કરે છે. શાક પાડી ટોપલી તોડી નાખે છે. આ વિધિ મરનારનું નામ લઈને કરે છે. ત્યાર પછી પાડા અને ઘોડાને ચારો નાખવાની વિધિ કરીને પછી પાણી આપી પૂજા કરે છે. સ્નાન કરી ઘર બાજુ પુરુષો કરતાં સ્ત્રીઓ પહેલાં ઘરે જાય છે. શાક પાડી છુટા પડે છે. એક બેન દેગડામાં નદીએથી કે નાના કુવામાંથી પાણી લાવે છે. પાંચ વ્યકિતઓએ છેલ્લે સુધી આવે છે. સ્ત્રીઓમાં હારવાણી અથવા વડીલ બહેન પુરુષોને ઉંમરાની ડાળી હાથમાં લઈ પાણી છાંટે છે.

**ખાટાળીયાની વિધિ**

મડદાને અગ્નિ દાહ કે દફન કર્યાના બીજા દિવસે સવારે હારવાણીયો વિધિ કરે છે. અળદનો લોટ, ઘઉંનોં લોટ અથવા જુવારના લોટમાંથી બે-ચાર રોટલા બનાવે છે. એક ઈંડુ શેકી સાથે દારૂ અને પાણી રાખે છે. જાબુંડાના ડાળખાં સ્મશાનમાં લઈ જાય છે. સ્મશાનમાં લઈ જઈ ઉલ ફરતે ચારે બાજુ જાંબુડાનાં ડાળખાં મુકે છે અને માટલી મુકે છે. હારવાણીયો દાંતણ કરાવી દારૂની શાક પાડે છે. રોટલા ખાખરાના પાનમાં મુકે છે. મડદા અથવા લાકડાં બળેલા ન હોય તો તેને ફરી બાળે છે. આ વિધિ કર્યા પછી સગાંસંબંધી મળી બારમું કરવું

કે ત્રીજ્યું કરવું તેનો નક્કી કરે છે.

સાંજે મરનારના નામનું ખાવાનું મુકે છે. લોટ વાડકી પૂરેપૂરી ભરેલી સપાટ રાખીને મુકે છે. પાણી ભરી ગ્લાસ મુકે છે. ઉપરથી ટોપલીથી ઢાંકી દેવામાં આવે છે. આ વિધિ સતત બે ત્રણ દિવસ સુધી કરે છે. જેથી મરણ પામનાર વ્યકિતનો જીવ કોઈ યોની માં જન્મ લીધો છે, તેનું નિશાન ઘરમાં મુકેલા લોટમાં પાડી જાય છે, એવી માન્યતા લોકોમાં છે. મરણના બીજા દિવસે સાંજે રાતના મરણ ને લગતી વાર્તા અથવા કથા કરે છે.

**પાંગારાની વિધિ**

પાંગારાની વિધિમાં જમવાનું બનાવે છે. સગાંસંબંધીઓને જમાડે છે. જમવાની વિધિ પુરી થયા બાદ ઉત્તર ક્રિયાની વિધિ માટે નિયમો બનાવવામાં આવે છે. લોકો પ્રસાદ રૂપે દારૂ પીને છુટા પડે છે.

**જીવની વિધિ**

વ્યક્તિનું મૃત્યુ થયા પછી બીજા દિવસે ઘરમાં મરણ થયું હોય તે જગ્યાએ નાનો ખાડો ખોદવામાં આવે છે. ખાડામાં આઠ આના કે એક રૂપિયો નાખી ખાડો પુરી દેવામાં આવે છે અને ઉપર ટોપલીથી ઢાંકી દેવામાં આવે છે. જયારે બારમાની વિધિ વખતે એ ખાડામાંથી પૈસા અને થોડી માટી કાઢીને થાળીમાં મુકે છે.

માટી અને પૈસાને અનાજના લોટ સાથે ભેળવી પૂતળું બનાવે છે. પૂતળામાં ચોળીના બે દાણાંની આંખ બનાવી ચોખાના દાણાંથી દાંત બનાવે છે. મેસથી આંખનું કાજળ લગાવી મેસથી વાળ કાળા કરી

દેવામાં આવે છે. પૂતળાને કપડાં પહેરાવે છે. કમરમાં દોરો બાંધી પૂતળાં હાથ પગ બધું જ બનાવે છે, એને જીવ કહેવામાં આવે છે. જીવ તૈયાર થયા પછી જીવને મરઘીના પગનો નખ કાપી બે ટીપાં લોહી પુતળાના મુખમાં પાડે છે. આ કામ હારવાણીયો કરે છે. પૂતળાને થાળીમાં મુકી હારવાણીયો દારૂની શાક પાડે છે અને ગામના લોકો પણ આનો-પૈસા મુકીને શાક પાડે છે. ત્યારબાદ હારવાણી-હારવાણયો અને સગાંસંબંધી ભેગા મળી થાળી પર હાથ મુકી મરનાર વ્યકિતનું નામ લઈ ગોળ-ગોળ થાડીને ફેરવે છે. થાળીને ફેરવ્યા બાદ જીવને ધોઈ નાખે છે. ઘરની પાછળ લઈ જઈ પૂતળાંના કપડાં અને કમરનો દોરો ધોઈને સુકાતા નાખવામાં આવે છે. ઘરમાં આવ્યા પછી મરઘીને જીવતી જ ટોપલીમાં ઢાંકી દેવામાં આવે છે.

**બારમાની વિધિ**

વ્યકિતનું મૃત્યુ થયા પછી બારમુ બાર મહિને કે બાર વરસે અથવા પતિ-પત્નિ બન્નેનું મરણ થયા પછી બારમે દિવસે બારમે મહિને કે બારમે વરસે એક સાથે અંતિમ વિધિ કરવાનો વસાવા આદિવાસી સમાજમાં રિવાજને તીજીયાની વિધિ કહે છે. અત્યારના સમયમાં કોઈ મરણ થયેલ વ્યકિતનું બારમું કરવા માટે સગાંસંબંધીઓને આમંત્રણ-કાર્ડ છપાવે છે. પહેલાના જમાનામાં મૌખિક સુચના આપવામાં આવતી હતી. તીજયા એટલે આનંદ કરવાનું હોય છે. પહેલા દિવસની રાત્રે લોક-પરલોકની મૌખિક કથા કરે છે. લોકો આખી રાત જાગરણ કરે છે. સવારે સગાંસંબંધી અને ગામવાળા લોકો ભેગા થાય છે. મૃતકના કુટુંબીજનોને આર્થિક મદદ કરવા માટે પંચની ચાદર પાથરે છે. ચાદર પર પૈસા લોકો પોતાની યથા શકિત

પ્રમાણે મુકે છે. પંચના તથા માલિકના પૈસા ભેગા કરી વિધિ માટે વસ્તુઓ ખરીદે છે.

**રાંધણાની વિધિ**

જીવની વિધિ પુર્ણ થયા પછી હારવાણી અને હારવાણીયો, તુરવાળો, થાળીવાળો, વાંસળીવાળો, ચાજીયા વાળો ભેગા મળીને રાંધણાની વિધિ ચાલુ કરે છે. મરણ પ્રસંગમાં રાંધણા વિધિ થાય છે, તેજ પ્રમાણે બારમાં તથા તીજીયાની વિધિ કરે છે. અમુક વાનગીઓ વધારાની બનાવી ગામના લોકો અને સગાસંબંધીઓ સાથે ભાત, ચોખા, દાળ, લસણ અને મીઠું લાવે છે. હારવાણીયો પાંચ ખાખરાનાં પાનની બાજ પાનને ઊંધા રાખીને સીવે છે. તે અનાજમાંથી પાનગા(નાનો રોટલો) દેવતા પર શેકે છે. ખાટગોલો, ઝીલોડા નો પાલો, માટલજાનો(તાંદલજો) પાલો, અડદનો લોટ, ઘઉંનો લોટ, જુવારનો લોટ, ચણાનો લોટ અને ચોખાનો લોટ ભેળવી તપેલામાં દાથો મુકી ઢોકળી મુજબ બાફીને વાનગીઓ બનાવે છે. રાંધણું તૈયાર થયા પછી હારવાણીયો ઘર બનાવવાના લાકડાં લેવા જાય છે. (અનગાયું) ગાયને ચારો નાખવા માટે બનાવવામાં આવતું લાકડાંનું ખાનું ) લાકડાં લાવે છે. દિવેલાનાં પાનની બે નળીઓમાં એક નળીમાં ચોખાનું પાણી અને બીજીમાં ગાયનું મૂત્ર ભરી રાખે છે.

આ વિધિમાં લોકોની એવી કથા છે કે, જયારે બારમું તીજીયું થાય છે, ત્યારે મૃતકના ઘરે જોરીગરાયોના (યમરાજ) દૂતો અચુક હાજરી આપે છે. દૂતો આવ્યા પછી એવી આશા રાખે છે કે, આ ઘરે એક થી બે શાક દારૂ મુકેલો જ હશે, આપણે પીશું તો દૂતો નારાજ ન થાય તે માટે આવુ કરવામાં આવે છે, એવી કથા લોકોમાં

મૌખિક રીતે રહેલ છે. આની પૂજાવિધિ શાક પાડીને હારવાણાયો કરે છે.

આ વિધિ પુરી થયા પછી હારવાણી ડોસીને હારવાણીયો પુછે છે કે, રસોઈ તૈયાર થઈ હોય તો આપણે મરઘીને નવડાવી દઈએ. રસોઈ તૈયાર થઈ ગઈ હોય તો ગોમાળાના બે થાંભલી રોપી બે આડી મુકે છે. થાંભલી પર આંબાના પાંચ પાનનું તોરણ બનાવી થાંભલીને બાંધે છે. ગોમાળ પૂજે છે. શાક પાડી અને એક મરઘીને થાંભલી જોડે બાંધી દે છે. મેસથી મરઘીની આંખને કાજળ લગાવી તેને તિલક કરે છે. આ વિધિ પુરી થયા પછી મરનારના ભાણેજને બોલાવે છે. મરઘીને દરવાજાના ઉંમરા પર પથ્થર રાખી ત્રણ જગ્યાએ શાક પાડી મરઘીની ડોક પથ્થર પર રાખી ભાણેજને માથું પકડાવે છે. હારવાણીયો શરીર પકડે છે. સાગની તાજી લાકડીથી તેના માથામાં ધીમે-ધીમે મારી બલી ચડાવવામાં આવે છે. આ વિધિ પાછળ લોકોની એક કથા રહેલી છે.

આ કથા આ પ્રમાણે છે. બે ભાઈ-બહેન હતાં. નાનપણમાં જ બહેન ખોવાઈ ગઈ હતી. એકબીજાથી છુટા પડી ગયાં હોવાથી અલગ-અલગ વિસ્તારોમાં રહેવા લાગ્યા ભાઈનું લગ્ન થઈ ગયું હતુ. એક બાળક પણ હતું એ બાળકના મા-બાપ નાનપણમાં જ કોઈ અકસ્માતથી મૃત્યુ પામ્યા હતાં, તેથી તે આમ તેમ રહી મોટો થયો હતો. એ છોકરો મનમાં જ વિચારે છે કે મારું પણ સબંધી રહેતું તો હું એમની જોડે રહેતો અને ફોઈ પણ મનમાં આ છોકરા જેવું જ વિચારે છે. આ દિવસો જતાં લોકો દ્વારા છોકરાને ખબર પડે છે કે, મારી એક ફોઈ છે તે અમુક વિસ્તારમાં રહે છે. આમ ખબર પડતાં છોકરો ફોઈની શોધમાં નિકળી તેને શોધી કાઢે છે. ફોઈ તેને આવકાર આપે છે. તેમને પોતાના ઘરની માહિતી આપે છે. આપણા ઘરના ચાર ઓરડા

છે પણ ચારમાંથી ત્રણ ઓરડામાંથી એક ઓરડો ખુલતો નથી. આમ કહીને ફોઈ નદીએ સ્નાન કરવા નિકળી જાય છે. પેલા છોકરાના મનમાં એવો વિચાર આવે છે કે ત્રણ ઓરડી મે જોઈ લીધી છે, પણ ચોથી ઓરડીમાં એવું શું છે કે મને ઓરડી ખોલવા ના પાડી છે. છોકરાએ આમ તેમ ફોઈ આવે છે નહિ, તેનો અંદાજ કાઢી ચોથી ઓરડીનો દરવાજો ખોલી અંદર પ્રવેશ કરે છે. ઓરડીમાં એક માટીની મૂર્તિ બનાવેલી હતી અને તે મૂર્તિ મનને હરી લે એવી હતી. તેથી છોકરો મૂર્તિને જોવા માટે જાય છે. આ મૂર્તિની સુરક્ષા માટે તેમની ઉપર તલવાર લટકાવેલી હતી. તે તલવારને છોકરાનું માથું લાગતાં તલવાર છોકરાના માથા પર પડે છે અને છોકરાનું મૃત્યુ થાય છે. તેનો જીવ મૂર્તિમાં ભરાઈ જાય છે, તેથી એમ માનવામાં આવે છે કે ભાણેજનો જીવ ફોઈ લઈ લીધો છે. ફોઈ તલવાર નહી લટકાવતી તો ભાણેજનું મૃત્યુ ન થયું હોત ત્યાર પછી બીજા જન્મમાં ફોઈ મરઘીના રૂપમાં જન્મે અને ભાણેજ માણસના રૂપમાં જન્મે છે. ત્યારે ભાણેજ મરઘીનો બલિ ચડાવી પોતાનો બદલો દરેક જન્મમાં લે છે. એવી કથા મૌખિક રીતે લોકોમાં રહેલી છે.

**સાબી કાઢવાની વિધિ**

રાંધેલી વાનગીઓ ટોપલીમાં મુકી કાપડથી બાંધવામાં આવે છે. રસોઈના ટોપલા ઉપર દાબના ઘાસનો પૂળો અને સાથે એક માટલી બાંધવી પડે છે. સગાંસંબંધીના માથા પર ચોખા કરીને મુકે છે. પાંચ દેશી નળિયાં બીજા વ્યકિતને ઊંચકવા આપે છે. તૂરવાળા, વાંસળીવાળા, તલવારવાળા અને થાળીવાળાઓને ઘરમાં

બોલવવામાં આવે છે. ઘરની અંદર ચુલા ફરતે પાંચ ચકકર નાચવાનું હોય છે. ત્યાર પછી ઘરની બહાર નીકળતી વખતે ધોતી ઉપર પકડીને જ બહાર નીકળવું પડે છે. પાંચ વખત ગોળ ફરીને બહાર પાંચ ચકકર નાચવું પડે છે. સ્મશાનમાં જવા માટે નીકળે છે. આગળ હારવાણીયો હાથમાં દારૂની બોટલ લઈને નાચતો-નાચતો રસ્તાઓ પર શાક પાડે છે. વિસામાએ જઈને ઊભા રહેવું પડે છે. રસોઈના ટોપલા માથી રોટલા કાઢીને વિસામે મુકે છે. એક વાડકી માં રોટલો એક પાનમાં મરઘીનાં આંતરડાં અને પીછાં દારૂની ત્રણ જગ્યા પર શાક પાડે છે. પાણીની શાક પાડી વિહાર ઓબલાના નામથી વિધિ કરે છે. કાપડ કોઈ વ્યકિતને લઈને ઘરે પાછા વળે છે. સ્ત્રીઓ નદી તરફ જાય છે. પુરુષો રસોઈનો ટોપલો લઈને સ્મશાને તરફ જાય છે. આગળ હારવાણીયો, તુરવાળો પછી રસોઈના ટોપલાવાળો તેઓના ઉપર બે-ચાર વ્યકિતઓ ધોતી પકડીને આગળ ચાલે છે અને પાછળ સમાજના લોકોએ ચાલે છે. સ્મશાનમાં પહોંચ્યા પછી અર્થિને આપવાની જગ્યા શોધવી પડે છે.

**બારમાના દિવસની સ્મશાન વિધિ**

સ્મશાનમાં અગ્નિ આપવાની જગ્યા શોધી લોકો થોડીવાર બેસે છે.  હારવાણીયો ખાખરાનાં બે ચાર પાન લેવા જાય છે. પાન લાવે પછી દેગડામાં નદીએથી પાણી લાવે છે. અગ્નિની જગ્યા આપી હોય એ જગ્યા ઉપર પાણી છાંટે છે. હારવાણીયો ચારે ખુણાથી રાખ ઉઠાવે છે. ત્યાર પછી લોકો રાખ ભેગી કરે છે. રાખ એક બાજુમાં મુકે છે. થોડી રાખમાંથી માણસ જેવી મૂર્તિ બનાવે છે. રાખ ઉપર જ બનાવી તેના ઉપર છ થાંભલી ત્રણ

વળીવાળું ઘર બનાવે છે. તેના ઉપર દાબનો ચારીયો પૂળો મુકી પાંચ દેશી નળીયાં મુકે છે. હારવાણીયો પાછળથી અગરબતી લગાવે છે. ખાખરાની ત્રણ ડાળખી મુકે છે. ત્રણ જગ્યા પર શાક પાડે છે. હારવાણીયો રસોઈને હાથ ઊંધા- છતાં કરીને પાંચ કોડીયાં મુકે છે. જાત-જમાત વગેરે મૃતકને ખાવાનું આપવા માટે ત્રણ જણાએ પાણી અને દારૂની ત્રણ જગ્યાએ શાક પાડવી પડે છે. પાંચ વાર તેમની ફરતે નાચે છે. દરેકવાર દાંતરડાથી પૂતળાને ટોચ મારવાની હોય છે. માલીક પૈસા આપીને સુવડાવી શાક પાડે છે. વિધિ પૂરી થયા પછી બધા જ લોકો નદી તરફ સ્નાન કરવા જાય છે. ત્યારબાદ સ્ત્રીઓએ ઘરે પહેલાં આવવું પડે છે. બધા પુરુષોને પાણીનો છંટકાવ કરવો પડે છે.

**વાહલીયા છુવતાની વિધિ**

હુપડામાં (સૂપડામાં) ખાખરાની ત્રણ પાનની ડાળખી કાચો દોરો બાંધીને મુકે છે. હારવાણી અને પાવીવાળો છાબી અને ભાતના છાલ સાથે રાખવું પડે છે. માટલીમાં પાણી અને શાક દારૂ લઈને વિહામા (વિસામા) પર જવું પડે છે. ત્યાં ડોવડી છાબી ભાતની છાલને શાક પાડી મુકે છે. માટલી (થોબલો) ચાટલી (આલના લાકડાંમાંથી બનાવેલ ચમચો) તપેલી અને તાવો દારૂની ટોપલીમાં મુકવામાં આવે છે. તેને સફેદ રંગના કાપડમાં બાંધી દેવામાં આવે છે. આ ટોપલીને મૃતકની માતા અથવા બેનના માથા પર મુકીને ઘર તરફ લાવે છે. એમ કહેવાય છે કે જીવ ઊંચકવાવાળી વ્યકિતને જીવ ખૂબ જ વજનદાર લાગે છે. ઘરે આવતાં સુધીમાં ઊંચકનાર વ્યકિત ખૂબ જ થાકી જાય છે. જીવને ઘરે લાવીને પૂજાવિધિ કરવામાં આવે છે.

સગાંસંબંધીઓ મૂર્તિની પૂજા કરી ફૂલહાર કરે છે. મૂર્તિની સ્થાપના માટે બળદગાડામાં મૂર્તિને વ્યવસ્થિત ગોઠવવામાં આવે છે. મૃતકના ઘરેથી વરઘોડો કાઢવામાં આવે છે. ભૂવો આગળ ધુણતો ચાલે છે. તેની પાછળ બેન્ડ વગાડે છે. પાછળ બળદગાડું હોય છેઅને તેની પાછળ સ્ત્રીઓ પ્રકૃતિમય ગીતો ગાતી ચાલે છે. આ સમયે મૃતકનો જીવ ગમે તે વ્યકિતના શરીરમાં પ્રવેશે તે વ્યકિત પણ ધુણવા લાગે છે. મને આ વસ્તું જોઈ એ તે વસ્તુનું નામ લઇ બુમ પાડે છે. તેમજ પોતાનું દુઃખ વ્યકત કરે છે. જે વસ્તુની માંગ કરે છે તે વસ્તું તેની આગળ હાજર કરવામાં આવે છે. આમ કરતાં કરતાં વરઘોડો આગળ વધે છે. જીવ વ્યકિતના શરીરમાં પ્રવેશે છે. તે વ્યકિત મૃતકનો જીવ જે જગ્યા પર મૂર્તિની સ્થાપના કરવા ઈચ્છે તે જગ્યા પર તે વ્યકિત બેસી, તે કહે છે કે આ જગ્યા મને પસંદ છે તે જ જગ્યા પર લોકો ખાડો ખોદે છે. ખાડો તૈયાર થયા પછી ખાડામાં મૃતક જે જગ્યા પર મરણ પામ્યો હોય તે જગ્યા પરથી લાવેલા જીવને તે ખાડામાં મુકે છે. તેની સાથે જીવની મરઘી ઉપર રાખી મૂર્તિની સ્થાપના કરવામાં આવે છે. સ્થાપના કર્યા પછી બળવો (હોવાર્યો) મમરા, કેળાં, ચણાના દાળીયા મુકી દૂધની શાક પાડે છે. પૂજાવિધિ પૂરી થયા પછી મૂર્તિની ઉપર ઘર બનાવી આપે છે અને શેરડી ત્યાંજ ઉભી કરી ઘર ઉપર સફેદ રંગનો ધ્વજ ચડાવવામાં આવે છે.

મૂર્તિની સ્થાપના થયાના સવા મહિના સુધી તેની સવાર-સાંજ પૂજાવિધિ કરી તેને ભોજન આપવામાં આવે છે. સમય જતાં એક વર્ષની અંદર તેમની પુણ્યતિથિએ તેમની પૂજા કરી ફૂલહાર ચડાવી તેને યાદ કરવામાં આવે છે.

## દેવનો ખ્યાલ

આ સમાજમાં દેવો વિશેની માન્યતા પ્રકૃતિ સાથે સંકળાયેલી છે. અલગ અલગ ઋતુઓ પ્રમાણે ઉજવવામાં આવે છે. જેમ ઋતુ પ્રમાણે ફેરફારો આવે છે. તેમ આ ફેરફારોની અસર જીવનસૃષ્ટિ પર ક્યારેક ખરાબ અને ક્યારેક સારી પડતી હોય છે. જ્યારે કુંદરત જીવનસૃષ્ટિ ઉત્પન્ન કરે છે, ત્યારે કુંદરતનો આભાર માનવા માટે ઉત્પન્ન થયેલી જે પણ વસ્તું હોય તે દેવને અર્પણ કરી પૂંજા અર્ચના કરે છે. પોતાની સુખ શાંતી માટે દેવને અર્પણ કર્યા પછી જ જે તે વસ્તુંઓ પોતાના માટે ઉપયોગ કરે છે. દેવ જ્યારે નારાજ થાય છે ત્યારે જીવસૃષ્ટિનો વિનાશ કરે છે ત્યારે લોકોના પાલતું ઢોર, પક્ષીઓ અને ધાન્ય બચાવવા માટે દેવને રીઝવવવા માટે પોતાની આગવી પરંપરાથી પૂજા અર્ચના કરે છે.

## જલદેવીની પુજા

ચૈત્ર માસ ઉનાળાનો સૌથી ગરમ મહિનો હોય છે. આ વખતે પવનની દિશા ચોક્કસ હોતી નથી. અથવા પવન બિલકુલ બંધ થઈ જાય છે. તમામ જીવસૃષ્ટિ અકળાઈ ઉઠે છે. કેટલાક પશુ-પંખી આ ગરમીને કારણે મૃત્યુ પામે છે. ઝાડ, પાન, ફૂલ, ફળ સુકાઈ જાય છે. વૈશાખ સુદથી પવન ધીમી ગતિથી શરૂ થાય છે. ધરતીની અંદર છુપાયેલાં પાણી જમીનમાં પ્રસરવા લાગે છે. થોડા દિવસોમાં ઝાડ, પાન, ફળ, ફૂલ અને નવા વેલા ઉગવા લાગે છે. આ દિવસથી વસાવા આદિવાસીઓમાં નવા વર્ષની શરૂઆત થાય છે. આ ઋતુના આગમનને આદિવાસીઓ આખાત્રીજ કે જલદેવીનાં તહેવાર તરીકે ઉજવે છે. આ દિવસથી

ચોમાસુ કેવું રહેશે તેની આગાહી કરે છે. આ દિવસે નવ પ્રકારનાં ધાન્ય વાવે છે. એ પરથી અખતરો કરે છે કે, આ ધાન્ય નવ દિવસમાં ઉગીને કેટલું તંદુરસ્ત છે, કેટલું મરી ગયું અને જીવજંતુઓ કેટલો બગાડ કર્યો હોય તે જોવામાં આવે છે. આ ઉગેલ ધાન્યના આધારે આખું વર્ષ કેવું અનાજ પાકશે તે અંદાજ આવે છે. આ દિવસથી ખેડુતો પોતાના ખેતરમાં ખેડ કરવાનું, કે જે કંઈ કચરો હોય તે સાફ કરવાનું અને પાળ બાંધવાનું કામ શરૂ કરે છે.

**ખેતરદેવની પૂજા**

આડવા લાકડાંના તહેવાર પછી વસાવા લોકો પોતાના ખેતરમાં કંઈ કચરો હોય તે સાફ સફાઈ કરવા, ખેતરની પાળ બાંધવાનું અને ખેડ કરવાનું શરૂ કરે છે. ખેતરદેવની વિધિ ખેતરના શેઢા પર અથવા ખેતરની વચ્ચે હોય ત્યાં કરે છે. આ દિવસે ખેડૂત પોતાના કુટુંબ સાથે ખેતરમાં જાય છે. પૂજાવિધિમાં નારિયેળ, ધનધાન્ય, ડુંગળી, મરઘો, કે ઈંડુ અર્પણ કરી દારૂની શાક પાડે છે. આ વખતે ખેડૂતે ખેતરનું રક્ષણ કરવા તથા સારા વરસાદ માટે અને સારો પાક થાય એવી માંગણી દેવ પાસે કરે છે.

**ગામદેવ-આડવા લાકડાંની પૂંજા**

સમાજમાં ગામદેવની પૂજા કરતાં પહેલાં એક દિવસ ગામના વડીલો ભેગા થઈ સીમદેવની પૂજા ક્યા દિવસે કરવી તે દિવસ નક્કી કરે છે. આ દેવની પૂજા કરવા માટે જે ખર્ચ થાય તેના માટે આખા ગામમાંથી ફંડ-ફાળો ઉઘરાવે છે. આ ફાળમાંથી અગરબત્તી, નારીયેળ, મરઘો તથા આ જરૂરી વસ્તુંઓ ખરીદી કરે

છે. આ દિવસે મોટા ભાગના સ્ત્રી અને પુરુષો ઉપવાસ કરે છે. ગામના ચારે દિશાના મુખ્ય રસ્તાઓનાં સીમાડે જઈ પૂજા કરે છે. આ પૂજામાં ગામનો ભગત(પૂજારો) અને વડીલો પૂજા કરે છે. પૂજા કરતી વખતે વિનંતી કરે છે કે ટુંક સમયમાં વરસાદ થશે વાવાઝોડું આકાશે, પ્રાણીઓનો હુમલો થશે તેનાથી ગામનું રક્ષણ કરજે, અને ભારે વરસાદથી જાનમાલને નુકશાન થશે તેનું રક્ષણ કરજે, એમ કહીને જુવારના દાણાંની પૂંજ મુકશે અને મરઘાને અર્પણ કરશે. દારૂની શાક પાડશે. આ વિસ્તારમાં આ તહેવારને આડવા લાકડાંનો તહેવાર કહે છે. આ દિવસે બધા ગામના લોકો ભેગા થઈ હાવરાનું (સીમળાનું) લાંકડુ લઈને સીમમાં જાય છે. ગામ લાકો દર વર્ષે જ્યાં પૂજા અર્ચના કરી મરઘો તથા ઈંડાનો ભોગ આપી દારૂની શાક પાડે છે.

**માટલ્યોદેવ (નાંદરવા દેવ)**

તાંદલજાની ભાજીને આ સમાજમાં માટલ્યો દેવ કહેવામાં આવે છે. તેના પરથી માટલીયોદેવ કે તહેવાર તરીકે ઉજવણી કરે છે. આ તહેવારની ઉજવણી ચોમાસા પર આધારિત છે. ચોમાસુ બેઠા પછી ૧૦ કે ૧૫ દિવસમાં આ તહેવાર ઉજવાય છે. ધરતી માતા લીલીછમ થયા પછી ઢોર-ઢાંખર ખાવાનું શરૂ કરે તો તેને અટકાવી શકાય નહિ અને માણસોને પણ આ લીલી ભાજી ખાવાની શરૂ કરવા હોય તો આ દેવની પૂજા કરવી પડે છે. આ દેવની ઉજવણી કરવા ગામના બધા વડીલો એક જગ્યાએ ભેગા મળી તહેવારની ઉજવણી ક્યારે કરવી તે દિવસ નક્કી કરે છે. આ દિવસે મોટા ભાગની સ્ત્રી અને પુરુષો ઉપવાસ કરે છે. ગામના તમામ લોકો આ દિવસે બહારગામ જવાનું તથા ખેતરે જવાનું બંધ રાખે છે. ગામના દરેક

ઘરમાંથી વાંસની લાકડી(પરોણો) જે બળદને હાંકવા માટે રાખવામાં આવે તે લઈ જાય છે. દરેક ઘરમાં રાંધેલ માટલાની ભાજી હોય તે મંગાવે છે. આ રાંધેલી ભાજી દેવને અર્પણ કરશે મરઘો કે ઈંડુ અર્પણ કરે છે. દારૂની શાક પાડી ગામનો ભગત માંગણી કરે છે કે આજે લીલી ભાજી પહેલી તમને અર્પણ કરી છે. આજથી લીલી ભાજી ખાવાની આપની પાસેથી રજા લીધી છે. આ લીલી ભાજી ખાવાથી અમને કોઈ રોગ કે નુકશાન નહિં થાય તે જોજો. અમારાં ઢોર-ઢાંખરને પક્ષીઓનું રક્ષણ કરજો. ચોમાસામાં ઝાડ પાન ખીલશે, જંગલના વાઘ વરૂ કે નાગ અને વિંછી ગામના સમિાડે આવશે, ગામમાં પ્રવેશ કરશે, ત્યારે જાનમાલને નુકશાન કરશે, કે મારી નાખશે કે ડંખ મારશે તેની સામે વાઘદેવ અમારી રક્ષા કરશે. નુકશાન ન કરે તો વાઘદેવને બકરો અર્પણ કરીશું, એવી માનતા રાખે છે. માટલાની લીલીભાજીને દરેક ઘરોમાં ખાખરાના પાનનું પડીકું બનાવીને એમાં રાંધવામાં આવે છે, પોતાના ઘરના ચુલામાં હોમ કરી, પાનના ૩ વાટા મુકી પૂજન કરી તથા મરઘો, ઈંડુ અર્પણ કરી દારૂની શાક પાડે છે. આ દિવસથી લીલી ભાજી ખાવાની દરેક માણસોને છુટ હોય છે. પરંતુ સાગનાં ઝાડનાં કુમડાં અને પાંદળાં આ દિવસથી તોડવાની મનાઈ છે. સાગના કુમળાં પાન મસળવાથી લાલ રંગ નીકળે છે. સાગનાં પાંદડાં તોડી મસળે તો વાઘનું આક્રમણ થશે અને લોહી પડશે એવી અહીંના લોકોની માન્યતા છે.

**વાઘદેવ**

સમાજમાં માટલ્યાદેવની પૂજા વખતે જંગલી હિંસક પ્રાણીઓ જેવા કે વાઘ, વરુ, સાપ અને વિંછી

વગેરેના આક્રમણ સામે પ્રતિબંધ મુકી વચન લીધેલું કે તમે મનુષ્યો પર કે પાળેલાં પશુ-પક્ષીઓ પર હુમલો કરશો નહિ. વાઘને અમે બકરાનું બલિદાન આપીશું અને નાગને દુધ આપીશું. આ વાઘદેવની ઉજવણી કરવા માટે ગામના આગેવાનો એક જગ્યાએ ભેગા મળી ઉજવણી ક્યારે કરવી તે દિવસ નક્કી કરે છે. દિવસ નક્કી થયા પછી ચોખા, દાળ તેલ, મીઠુ-મરચું મસાલા ખરીદવા માટે ગામમાં નક્કી કરેલ હોય તે માણસ ફંડ-ફાળો ઉઘરાવે છે. સાંજના સમયે આખા ગામને જાણ કરે છે કે, આવતી કાલે વાઘદેવનો તહેવાર ઉજવવાનો છે. વાઘદેવની પૂજા કરવાના દિવસે ખાસ કરીને ગામનો ભગત અને આગેવાનો ઉપવાસ કરે છે. બપોરે ગામના જંગલમાં આવેલ સીમાડે તમામ  વસ્તુઓ લઈને જાય છે. આ જગ્યા પર પૂજાવિધિ કરી વાઘને કબુલ કર્યા પ્રમાણે બકરો કે મરઘાનું અર્પણ કરે છે. અમે અમારા વચન પ્રમાણે બકરો તમને અર્પણ કરેલ છે અને તમારા નામનો અમે ભંડારો ભરેલ છે હવે પછી ગામમાં પ્રવેશ કરવો નહિ, એમ કહી દારૂની શાક પાડી પૂજા અર્ચના કરે છે. આ સ્થળ પર જમવાનું બનાવેલ હોય તે બાળકોને જમાડે છે, ત્યાર બાદ ગામની કોઈ પણ એક વ્યક્તિને વાઘ બનાવે છે. આ વાઘ બનેલ વ્યકિતને જંગલમાં ભાગવા માટે જણાવવામાં આવે છે તેની પાછળ એક માણસ વાઘને ભગાડવા માટે દોડે છે. આ વખતે કાદવનાં ઢેફાં, ચીભડાં આ વાઘ બનેલ વ્યક્તિને મારે છે, વાઘ બનેલ વ્યક્તિ જંગલ તરફ ભાગે છે. બીજા ગામના લોકો પણ પાછળ પડે છે. વાઘ બનેલ વ્યક્તિને જંગલમાં ભગાડી મુકે છે. આ તહેવારના દિવસે ભંડારામાં જમવા આવેલ તમામ લોકો સાગના પાંદડામાં જમે છે. આ દિવસથી તમામ લોકોને સાગના પાંદડાં વાપરવાની છૂટ હોય છે. આ દેવને ગોવાળનો તહેવાર કહે છે. કેમ કે ગોવળીયાં આખા ગામના ઢોર ચરાવવા માટે જંગલમાં

લઈ જતાં હોય છે. તેમ છતાં તેમનાં બકરાં, ગાય, બળદ અને વાછરડાં પર વાઘે આખા વર્ષ દરમ્યાન આક્રમણ કર્યું નહિ તેનો આભાર મનાવવા આ તહેવાર ઉજવે છે. દેવને કેટલીક જગ્યાએ ડુંગરદેવ તરીકે પણ ઓળખે છે. અલગ અલગ ગામના લોકો અલગ અલગ દિવસે ભેગા મળી ડુંગરદેવની પૂજા કરે છે.

**નવાયો દેવ**

આ તહેવાર વિસ્તાર પ્રમાણે અલગ-અલગ નામથી ઓળખાય છે. સાગબારા, ડેડીયાપાડા, ઉંમરપાડા જેવા તાલુકામાં આ દેવ 'નવાયાદેવ' તરીકે ઓળખાય છે. આ વખતે ડાંગરની કાપણીનો સમય હોય છે. નવું અનાજ ઘરમાં આવે એટલે ખાતાં પહેલાં તે ઉજવણીરૂપે કુટંબ કે ફળીયાના લોકો કોઈ એક જ દિવસે નવાયાની ઉજવણી કરે છે. ખાસ કરીને આ દિવસે કોળાનું શાક બનાવે છે. અનાજને રાંધીને સૌ પ્રથમ અગ્નિદેવ, ગમાણદેવને અને પિતૃદેવ. આ ત્રણે દેવને અર્પણ કર્યા પછી કુટુંબના બધા સભ્યો ભેગા મળીને જમે છે. નવું ધાન્ય હોવાથી આ દિવસે પોતાના સગાંસંબંધીઓને, દીકરીઓને બોલાવે છે. આ દિવસે જે રાંધેલું હોય તે નજીકમાં જેની સાથે સારો સબંધ હોય તેમના ઘેર ફળીયામાં મોકલાવે છે. બીજા પણ સામ સામે થાળ મોકલાવે છે. વસાવા આદિવાસીઓમાં તમામ તહેવારોમાં દેવને અર્પણ  કરવાની પ્રક્રિયા દરેક ઘરના પુરુષો જાણતા હોય છે તેથી તેની પૂજાવિધિ ઘરનો વડીલ કરે છે.

**વરસાદનો દેવ**

રાણીકાજલ, મેઘરાજા, ગાજણગોટો, ઠોટી વીજણ, અને હોરીપાંડોર જેવા દેવીદેવતાઓની પૂજા

વરસાદ માટે કરે છે. ક્યારેક વરસાદ મોડો આવવાનો સંકેત જણાય ત્યારે ગામના લોકો ભેગા મળીને ઉજાણી કરે છે. વરસાદને રીંઝવવા માટે ગામના લોકોમાંથી અલગ-અલગ પાત્રો ભજવે છે. કોઈ દેડકા તો કોઈ મોર જેવાં પોત્રો બને છે. તેમને કાદવ અને છાણથી બરોબર રંગી નાખે છે. આમ નાચતાં નાચતાં અને જાન જેવું નીકળી ગામના સિમાડે જાય છે. ગામના બધા લોકો ગામની બહાર જઈને રાંધી ખાય છે.

**યાહામોગી માતા**

સાગબારાથી ઉત્તર દિશામાં સાતપુડાના પડાહાડોની તળેટીમાં દેવમોગરા નામના એક સ્થળે યાહામોગી માતાનું સ્થાનક આવેલું છે. આ માતાને અલગ-અલગ નામથી ઓળખવામાં આવે છે. યાહામોગી માતા, કણીની દેવી કે અનાજ આપનારી નામથી પણ ઓળખે છે. અહીં આસપાસના ડેડિયાપાડા, સાગબારા, નંદુરબાર, અક્કલકુવા, નવાપુર, તલોદા, ઉંમરપાડા, રાજપીપલા, સોનગઢ, વ્યારા, નિઝર, નસવાડી, ભરૂચ વિસ્તારના લોકો દર વર્ષે અહીં આવે છે. આદિવાસી માટે અતિ પવિત્ર મનાતા દેવમોગરાના મંદિરે આવે છે. આ માતાજીની સામે પોતાની મનોકામના પૂર્ણ કરવા, બાધા લેવા તથા કોઈનું કામ પૂર્ણ થયું હોય, તેવા લોકો બાધા છુંટવા માટે આવે છે. કુટુંબમાં બાળકો કે સ્ત્રીઓ બિમાર પડે કે પશુઓ બિમાર પડે ત્યારે અહીં માતાજી પાસે માનતા રાખવા માટે આવે છે. જ્યારે પોતાની મનોકામના પૂર્ણ થાય ત્યારે પોતે જે કબુલ કરેલ હોય તે મરઘો અથવા બકરું લઈને આ સ્થાન પર જઈ માતાજીની સામે પૂજા અર્ચના કરી મરઘો કે બકરાને અર્પણ કરી દારૂની શાક પાડશે.

**હોતરીદેવી-દેવલી માડી :**

લોકો પોતાના ખેતરમાં ખાસ કરીને ડાંગરની કાપણી કરે છે ત્યારે આ ડાંગરને ખેતરની કોઈ સારી જગ્યા પર ઢગલો કરવામાં આવે છે. આ જગ્યા પર સાઅ સફાઈ કરી ખળું તૈયાર કરે છે. ખળાને લીલા છાણની રાબડી બનાવી લીપી નાખવામાં આવે છે અને પવિત્ર કરે છે. આ ખળાની મધ્યમાં એક લાકડાનો મેઢ રોપવામાં આવે છે. ખળામાંથી નીકળેલ માટીના ઢગલા પર હોતરીદેવીની સ્થાપના કરી ભંડારો કરે છે. ઘરનો પુરુષ ધાન્ય અને મરઘો અર્પણ કરે છે. કેટલાક લોકો બકરો પણ અર્પણ કરે છે. લાકડાના મેઢ પર ભાંતળા નામનું એક જાતનું ઘાસ આવે તેનો પૂળો બાંધે છે. મેઢને મહાદેવ તરીકે પૂજે છે અને ખળીયાને નારી જાતિના લીંગ તરીકે ઓળખે છે. તેમાં દાણાં પાથરે છે. અહીં નર અને નારીના બન્નેના સંબંધથી ઉત્પન્ન થયેલ અન્ન છે. તે કોઠારદેવમાં ભરવાના છે. આ હોતરી દેવીને વિસ્તાર પ્રમાણે અલગ અલગ નામથી ઓળખે છે.

કોઈકવાર બાળકના શરીર પર ફોલા નીકળે તો બાબજી નિકળે એમ કહે છે. બાળકને તાવ આવે અને ફોલા નિકળવાનું ખબર પડે એટલે સાત દિવસ સુધી બાળકને નવડાવવાનું બંધ કરે છે. આ સમય દરમ્યાન ઘરમાં લસણ, ડુંગળી, માંસનો ઉપયોગ બંધ કરે છે. આ બાળકના શરીર પર પહેલી ધારનો દારૂ ચોપડવામાં આવે છે. ઘરમાં તેલથી વઘાર કરવાનું બંધ કરે છે. સાત દિવસ પછી આ માતાના સાલની પૂજા કરી બાળકને નવડાવવામાં આવે છે. વસાવા સમાજમાં કોઈપણ નવું અનાજ પાકે ત્યારે સૌ પ્રથમ પોતાના દેવદેવીઓને, અગ્નિદેવને અને પિતૃદેવોને અર્પણ કરે છે.

**રોટી વ્યવહાર, ખાનપાન, આહારવિહાર સબંધી માન્યતા**

સમાજમાં ખાસ કરીને જુવાર, ચણા, ડાંગર, તુવર, કોદરા, પાદલો, અડદ, માણી જુવાર, લાલ જુવાર, શિયાળુ જુવાર, દાદર તથા માંસ મચ્છી એમનો મુખ્ય ખોરાક છે. મહુડાના ફૂલમાંથી બનાવેલ દારૂ એ પીણું છે. વર્ષ દરમ્યાન જ્યારે નવું અનાજ ઘરમાં આવે ત્યારે નવાયા કહેવાય એટલે આ વિસ્તારમાં નવાયા ઉજવવામાં આવે છે. આ દિવસે કોળાની શાક બનાવી ને બધા લોકો જમે છે.

(૧) વાકડામાંડા, હુઉલામાંડા અને ઠોકાલામાંડાના રોટલા, દાળભાત, ભજીયા પુરી, ભજીયા જેવી વાનગીઓ પ્રખ્યાત છે.

(૨) શાકભાજીમાં ઓછીતરાની ભાજી, ગરમાળાના ફૂલ, વાજકાંદો, માટલ્યાની ભાજી, કંટોલા, કુટલા કાંદો તથા ગુંદીનો મોર જેવા શાકભાજી ઉપયોગમાં લેવાય છે.

(૩) ઋતુ પ્રમાણે આવતા તહેવારોમાં દરેક ઘરમાં વાનગીઓ બનાવે છે. જમતા પહેલાં પોતાની આજુબાજુના ફળીયાના ઘરોમાં એક-એક થાળ મોકલે છે. આ વખતે સામેના ઘરવાળા પણ થાળ આપતા હોય છે. એટલે દરેકને એકબીજાની વાનગી ચાખવાની મળે છે. કોઈના ઘરમાં કોઈ માણસ બિમાર પડ્યું હોય અથવા નજીકના દિવસોમાં કોઈ માણસનું મરણ થયું હોય, ત્યારે તે ઘરમાં તહેવાર ઉજવવામાં આવેતો નથી. તેવા સંજોગોમાં આજુબાજુના ઘરવાળાઓ આ ઘરે એક-એક થાળ મોકલાવે છે. આ એક બીજાના ઘરોમાં આપવાનું કામકાજ ઘરની જે વડીલ સ્ત્રી હોય તે સંભાળે છે. માટલ્યોદેવ, સીમદેવ, વાઘદેવ કે

દિવાસાના તહેવારોમાં ઘરના વડીલ હોય તે પુરુષો ઉપવાસ કરે છે. આ લોકો ઘરમાં પૂરી કરી અગ્નિદેવ અને પિતૃદેવોને અર્પણ કરીને પછી જ જમે છે.

(૪) ચોમાસુ શરૂ થતાંજ નવી ઉગેલ વસ્તુને જો ખાવું હોય તો દેવોની પૂજા કરીને ખવાય છે. આ સમયે અષાઢ માસ ગયા પછી શ્રાવણ માસ બેસતો હોય છે. આ દિવસથી સુર્ય વાદળની પાછળ નિવાસ કરશે એટલે કે આ દિવસથી પ્રકૃતિનો દેવ ધ્યાનમાં બેસે છે. આ સમયે ખરુ ચોમાસું બેસે છે. સુર્ય વાદળોથી ઢંકાયેલો રહે છે એટલે કે કાળીયોમેઘ વાદળના સ્વરૂપમાં દેખાય છે. આ સમયે છોડને, વેલાને અળ ફૂલ બેસવા માંડે છે તથા પશુ-પક્ષીઓ ગર્ભ ધારણ કરે છે, તેથી આ સમયે નર નારીની હત્યા કરવામાં આવતી નથી. આ તમામ જીવસૃષ્ટિનો નર નારી જાતિનો આ સમયે બને ત્યાં સુધી નાશ ન કરવો અને ફળ ફૂલ તોડવાં નહિ, ઝાડ કાપવા નહિ તથા પશુ પક્ષીઓનો વધ કરવો નહિ તથા માંસ મચ્છીનું ભક્ષણ કરવું નહિ અને ખાવાથી રોગ લાગશે એમ લોકો માને છે.

(૫) બીજી એક માન્યતા છે કે ડાંગરને જ્યારે ફૂલ આવતું હોય તેવા સમયે ખાસ કરીને બપોરના સમયે કોઈ પુરુષે ખેતરમાં જવું નહિ. આ ડાંગરના ગર્ભ ધારણના સમયે કોઈ પુરુષ ડાંગરવાળા ખેતરમાં જાય તો ડાંગરનો પાક સારો ઉતરતો નથી એવી માન્યતા છે.

**ખેતી સબંધી વિધિ**

સમાજમાં ચોમાસુ શરૂ થયા પછી ખેતરમાં પાકની વાવણી કરવાનું શરૂ કરે છે. તે જ દિવસે ખેડૂત પોતાના ખેતરમાં હિમાર્યા દેવના સ્થાન પર જઈ તેની પૂજાવિધિ કરીને પછી વાવણી કરે છે. જે દિવસે કુટુંબ

વાવણી કરવા જાય છે. તે દિવસે તેના ખેતરના સિમાડે ચારે દિશાના ચારે ખુણા પર પથ્થરના સ્વરૂપમાં મુકેલ સીમના પથ્થરોને પાણીથી ધોઈ નાખી ચોખ્ખો કરી પવિત્ર કરે છે. આ પથ્થરના માથે સિંદૂર લગાડે છે. અગરબત્તી કરી ઈંડુ અથવા મરઘો અર્પણ કરી દારૂની શાક પાડી પતિ પત્ની પ્રાર્થના કરી હિમાર્યા દેવને જવાબદારી સોંપે છે. આજે અમે વાવણી કરીને જઈશું તે ઉગી નિકળે, ત્યાં સુધી બિયારણને સાચવી રાખજે, કોઈ જીવજંતુ કે પશુ-પક્ષી તેને ખાઈ ન જાય અને તેનો નાશ ના કરે તેનું ધ્યાન રાખજે, અને સારો વરસાદ વરસાવજે, દાણાં ઉગાડજે અને તેનું રક્ષણ કરજે. આ અનાજને કોઈ કાપી ન જાય, સળગાવી ન જાય, ચોરી ના થાય એ બધા પ્રકારનું તું ધ્યાન રાખજે. પાક પાણી સારાં થશે અને ડાંગરની કાપણી કરવા આવીશું ત્યારે ફરીથી ઈંડુ, મરઘું અર્પણ કરી દારૂની શાક પાડીશું. ખેડૂતે આવું વચન આપીને દારૂની શાક પાડી હિમાયદિવની પૂજા અર્ચના કરી તેને જવાબદારીની સોંપણી કરે છે. આ ખેતરને ચારે ખુણા પર રોપેલા પથ્થરો ફક્ત ખેતરની સીમ બતાવતા નથી પરંતુ તે સિમાડાના પ્રતિકો એ હિમાર્યદેવના પ્રતિકો છે.

**પ્રજનન સબંધી માન્યતા**

- સમાજમાં કુંવારા છોકરા-છોકરીઓ લગ્ન પહેલાં ગુપ્ત રીતે જાતીય સંબંધ બાંધી લેતા હોય છે. કેટલીક વાર પરણિત સ્ત્રી અને પુરુષના જાતીય સંબંધોના બનાવો પણ બનતા રહે છે. લગ્ન પહેલાં જાતીય સબંધ બાંધવું એ આદિવાસીઓમાં સામાન્ય છે કારણ કે જાતીય સબંધ એ ખરાબ છે એવું નથી માનતા. જો કુંવારા છોકરા છોકરી સબંધ બાંધે તો તે જ્યાં સુધી તે ગુપ્ત રહે ત્યાં સુધી કોઈને મુશ્કેલી આવતી નથી.

- છોકરો કે છોકરી જો એકબીજાને જીવનસાથી તરીકે પસંદ કરતાં હોય તો એને સમાજ પણ સામાજિક રીવાજ પ્રમાણે જે લેવડ દેવડ થતી હોય તે વ્યવહાર કરીને માન્યતા આપી લગ્ન જોહેર કરે છે.

- કુંવારા છોકરા છોકરી શરીર સંબંધ લગ્ન પહેલાં બાંધી ચુકયા હોય અને કેટલાક મહીના પછી છોકરીનુ લગ્ન બીજા છોકરા સાથે થઈ ગયું હોય તે સમયે સાસરીમાં તે બાળકનો જન્મ થાય ત્યારે જે છોકરો લગ્ન કરીને લઈ ગયો હોય તે છોકરાને ખબર પડે કે આ બાળક મારું નથી. અમારું લગ્ન આ મહીનામા થયું હતુ એને આટલો સમય થાય છે. એમ કરીને ગામની પંચને જાણ કરે છે અને પંચોએ સમાજના રીવાજ પ્રમાણે યોગ્ય ન્યાય આપે છે. આવો કિસ્સામાં લગ્ન પહેલાં જે છોકરા જોડે જાતીય સંબંધ બાંધ્યો હોય તેને છોકરી તથા બાળક સોંપી દઈને જે દંડની રકમ વસુલ કરી લગ્ન થયેલ હોય તે છોકરા પક્ષને અપાવી પંચ ન્યાય તોડે છે.

- નજીકના લોહીના સંબંધ હોય તેવા પાત્ર સાથે જાતીય સંબંધ બાંધવામાં આવતો નથી.

(૫) જો કોઈ દંપતીને છોકરો અથવા છોકરી પોતાની ઈચ્છા પ્રમાણે જોઈતાં હોય તો દેવમોગરા માતાની માનતા કે બાધા રાખી પોતાની મનોકામના પૂર્ણ કરે છે.

(૬) કોઈ પતિ પત્નીને છોકરાં થતાં ન હોય તો પણ આ પતિ પત્ની દેવમેગરા માતાની સામે જઈ કબૂલ કરી નવ દાંણા કે ચોખા પીવડાવીને ખોળો ભરે છે. સંતાન થયા પછી જે કબૂલ કર્યુ હોય તે માતાને ચઢાવી માનતા પુરી કરે છે.

## ગૂઢ વિદ્યા-બડવાની વિદ્યા

આદિવાસીઓમાં આવી વિદ્યા જાણનારને ભગત કે બડવો કહેવામાં આવે છે. કોઈ સ્ત્રી, પુરુષ, બાળક તથા ઘરના પશુઓ બિમાર પડે ત્યારે આ બડવો પોતાની વિદ્યાથી સાજો કરે છે. કેટલાક ભગતો પોતાની વિદ્યાની સાથે ઝાડ-મૂળની આયુર્વેદિક દવા પણ જાણે છે. આ વિદ્યાના જાણકાર માણસ મરણ પ્રસંગમાં કે મેલામાં જતા નથી અને જો જાય તો તેની વિદ્યા જતી રહેશે એવી માન્યતા છે. આ વિદ્યા એને વારસામાં મળેલી હોય છે. પોતાના મૃત્યુના સમયે પોતાને યોગ્ય લાગે તે છોકરાને આપતો જાય છે. ક્યારેક આવી વિદ્યા શીખવા માટે તપ કે કેટલાક આકરા નીતિનિયમો પણ પાળવા પડે છે.

**મંત્ર :** ગામમાં બડવા જેવો કોઈ વ્યક્તિ મંત્રનો જાણકાર હોય છે. આદિવાસીઓમાં મંત્રને બોલ કહેવામાં આવે છે. આ ભગતો કોઈ માણસને મેલી વિદ્યા કરેલી હોય તેને વાળવા માટે ઉપયોગ કરે છે.

**મેલી વિધા :**

કોઈપણ સ્ત્રી કે પુરુષ ડાકણ હોય તો આ ડાકણ વિદ્યાને મેલી વિદ્યાા કહે છે. આ મેલી વિદ્યાથી કોઈને વળગાડ કરવા, બિમાર કરવા, કોઈને મારી નાખવા માટે વપરાય છે. કોઈના ઘરમાં ડાકણ દ્વારા ભૂત પણ મુકવામાં આવે છે. આ મેલી વિદ્યા શીખવા માટે અમુક સમયે સ્મશાનમાં જઈ અથવા વર્ષના અમુક ચોક્કસ દિવસે આકરી તપસ્યા કરી વિધિ કરીને પ્રાપ્ત કરવાની હોય છે.

**ચોખ્ખી વિદ્યા :**

ચોખ્ખી વિદ્યા જેની પાસે હોય એવી વ્યક્તિ અમુક મેલા પ્રસંગ, મરણ પ્રસંગોમાં, સુવાવડ જેવા પ્રસંગોમાં હાજરી આપતો નથી. ગામની પૂજા કરતા પૂજારો કે ભગતની વિદ્યા ચોખ્ખી વિદ્યા છે. બાળકોને ઓરી અછબડા નિકળે ત્યારે ચોખ્ખી વિદ્યા વાળો ત્યાં મંત્ર જાપ કરી ઉતારે છે.

**પુજારાની વિદ્યાઃ**

આ વિદ્યા ગામમાં એક વ્યક્તિ કરે છે એટલે એકજ વ્યક્તિને આવડે છે. ગામના દેવોની પૂજા કરતી વખતે પૂજારો કે ભગત આ વિદ્યા બોલી વિધિ કરે છે. પોતાની વિદ્યા વારસામાં પોતાના સંતોનોને આપી જાય છે.

**(૪) ડાકણવિદ્યા :**

સ્ત્રી અને પુરુષ બન્ને ડાકણ હોય છે. માન્યતા છે કે મગરવિધા શિખેલી ડાકણ જો કોઈ માણસને મુઠ મારે તો તે માણસનું ચોક્કસ મૃત્યુ થાય છે, આ બગાડ ગમે તેવા બડવા કે ભુવાથી કોઈનાથી પણ સાજો થતો નથી. સાદી ડાકણ હોય તે ખેતીવાડી, ઢોર-ઢાંકર, માણસોને પોતાની વિધાથી નુકશાન કરે છે.

**વારસાઈ**

આ સમાજમાં પોતાની જમીન, ઢોર-ઢાંખર તથા આ મિલકત પિતા પોતાની હયાતી દરમ્યાન પોતાના

પુત્રોને સરખા ભાગે વહેંચી આપે છે. પિતાના હાથે જે પણ કર્જ ચુકવવાનું બાકી રહી ગયુ હોય અને મૃત્યુ પામ્યા હોયે તો તે કર્જ એમના જેટલા પણ છોકરા હોય તેમને સરખા ભાગે ભાગ પાડી આપે છે. જમીન પણ સરખા ભાગે ભાગ પાડીને પોત પોતની રીતે ખેતી કરે છે. આદિવાસીઓમાં જે પણ કાયદા કાનુન હોય તે મૌખિક હોય છે. મિલકતની વહેચણી વખતે કોઈપણ જાતનું લખાણ કરવામાં આવતું નથી. બધી વહેંચણી ગામના પંચો કે વડીલો લોકો સમક્ષ કબુલ કરાવે છે અને જે સામાન્ય રીતે બધાને માન્ય હોય છે.

## કરાર, બોલી, કબુલાત

જમીન વહેચણી માટે ગામનું પંચ બોલાવવામાં આવે છે. આ પંચો જેટલી જમીન હોય તેની માપણી કર્યા બાદ કોને કેટલી જમીન મળે છે તે દોરીથી માપણી કરીને તેનું નિશાન ખેતરમાં કરી આપે છે. આ પ્રમાણે જ ખેતી કરે છે. પંચના કહેવા પ્રમાણેના કરારનું ઉલ્લંઘન કરનારને પંચો અમુક દંડ લેવાનો કરાર કર્યો હોય છે. તેથી સમાજમાં સુલેહ શાંતિ જળવાઈ રહે છે.

## સમાજનો પંચ-કાનુન

સંપથી ઘરના બધા સભ્યો સાથે મળીને કામ કરે છે. ઘરનો કોઈ વડીલ પોતાના ઘરનું કામનુ સંચાલન કરતો હોય છે. કામ બતાવ્યા પ્રમાણે ન કરે અને ઝગડો કરવાના નુસકા કરતો હોય તો એને સમજાવવામાં આવે છે. આ રીતે ન માને તો સમાજની પંચ બોલાવીને કુટુંબની જે સંપત્તી હોય તેનો ભાગ પાડી આપે છે. તેને ઓસરીમાં(પરસાળીમાં ) રહેવા માટે આપે છે. જૂનું ઘર હોય તો તેનો પણ ભાગ પાડી આપવામાં આવે છે. કોઈ

કુટુંબમાં એકનો એક છોકરો હોય તો તેમના માં-બાપ તેને ઘરમાંથી કાઢી મુકે છે. અમુક સમય પછી એ પાછો આવે તો તેને સ્વીકારવામાં આવે છે. કોઈ ઘરમાં એક જ છોકરો હોય અને તેની પત્ની હોય અને એક સંતાન હોય અને પતિનું કોઈ કારણસર મૃત્યુ થયું હોય તો તેનું સંતાન હોય તેને સરખા ભાગે કુટુંબની જે સંપત્તિ હોય તેમાંથી ભાગ આપવામાં આવે છે.

**સ્ત્રી-પુરુષના ઝગડાનો કાનુનઃ**

કુટુંબમાં પતિ-પત્ની વચ્ચે ઝગડો થયો હોય તો પત્ની પિયરમાં જતી રહે છે. થોડોક સમય પિયરમાં રહેને પાછી સાસરીમાં આવે છે. આમ થોડો સમય ચાલ્યા કરે છે. આમ છતાં પતિ-પત્ની વચ્ચે વારંવાર ઝગડા ચાલ્યા કરે તો પછી છોકરીના પિયર વાળા છોકરીને મોકલતા નથી અને છોકરાને તેળવા માટે બોલાવે છે. ઘરના માણસો ભેગા મળીને છોકરાની ભૂલ હોય તે કહીને હવે પછી આવી ભૂલ ના થાય એમ કહીને મોકલવામાં આવે છે. આમ જો વારંવાર પતિ-પત્ની વચ્ચે ઝગડો થાય અને પત્ની ફરી પાછી પિયરમાં જતી રહે તો પિયર પક્ષના માણસો અને છોકરા પક્ષના પાંચ માણસો લઈને આવે ત્યારે છોકરી મોકલે છે. અંતે છોકરા તરફની પંચ અને છોકરી તરફની પંચ બન્ને ભેગા મળીને બન્ને પક્ષની દલીલો સાંભળીને કોની ભૂલ છે, તે સાંભળી પછી કરાર કરીને છોકરી મોકલી આપે છે અથવા છુટાછેડા કરી નાખવામાં આવે છે.

- સ્ત્રી પોતાના પતિ સિવાય બીજા પુરુષ સાથે શરીર સંબંધ બાંધતાં પકડાય તો તેનો પતિ ખાનગીમાં પતાવટ કરવાનું પહેલુ પસંદ કરે છે. આ પ્રમાણે સમાધાન થતું હોય તો પતાવી દેવામાં આવે છે. આ રીતે

સમાધાન શક્ય ન બને તો પછી ગામની પંચને જણાવવામાં આવે છે. ગામની પંચ જે પુરુષે ભૂલ કરી હોય છે તે પુરુષને તે સ્ત્રી સોંપી દેવામાં આવે છે. આ સ્ત્રી પાસે જે પણ કોઈ રકમ કે દાગીના હોય તે પરત લઈને પતિને અપાવી દેવામાં આવે છે. આમાં જે પુરુષ ભૂલ કરી છે તેને સમાજની રીતે દંડ કે સજા કરી ઝગડાનું સમાધાન કરવામાં આવે છે.

- પરણેલો પુરુષ પોતાની પત્ની સિવાય કોઇ કુંવારી કે પરણેલી સ્ત્રી સાથે શરીર સંબંધ બાંધતાં પકડાય, તો તેને સમાજની પંચ મળી નક્કી કરે છે, કે તે કેટલો સક્ષમ છે તેનો કયાશ કાઢી, તે આ સ્ત્રીઓનું ભરણ પોષણ કરી શક્શે કે કેમ તે નક્કી કર્યા પછી તેના પાસેથી ડબલ દંડ લઇ તેને છોકરી સોંપવામાં આવે છે.

- ચોરી લુટફાટનો કાનુન-જો કોઈના ઘરમાં ચોરી થઈ હોય તે ઘરના માણસો ભગતુડીયાને (બળવાને) પુડી બતાવે છે. આ ભગતુડીયો ચોરનું નામ બતાવે છે. આ જાહેર થતાં પહેલા ગામમાં જાહેરાત કરી દેવામાં આવે છે કે, જે ચોરીનો માલ-સામાન ઘરની આસપાસ મુકી જાય તો કંઈ પણ કરતા નથી. જો ના મુકી જાય તો જેના પર શંકા હોય તેવી વ્યકિતને દેવી-દેવતાના સોગંદ ખવડાવે છે.

**સમાજની ભાષા**

દેહવાલી ભાષાના બે પ્રકારો છે. અનુક્રમે ખોલચી દેહવાલી અને મેવાસી દેહવાલી એવા નામો છે. તાપી નદીના દક્ષિણ કાંઠા તરઅના મહારાષ્ટ્રના નંદુરબાર જિલ્લામાં નવાપુરા અને નંદુરબાર તાલુકામાં જે દેહવાલી

ભાષા બોલાય છે તેને ખોલચી દેહવાલી અથવા ખડવાડ વિસ્તારની દેહવાલી એવું કહેવાય છે. આ ખોલચી દેહવાલી થોડી રાંગઠી ભાષા છે.

- નંદુરબાર જિલ્લાના તલોદા અને અકકલકુવા તાલુકામાં તાપી નદીના ઉત્તર કાંઠા તરફનાં ગામડાઓમાં જે દેહવાલી ભાષા બોલાય છે, તેને મેવાસી દેહવાલી અથવા રજવાડી દેહવાલી એવું કહેવાય છે. મેવાસી દેહવાલી એ ત્યાંના મેવાસી રાજાઓની ભાષા હોવાથી તેને આદરથી બહુવચન યુકત અને હિન્દી પ્રમાણે જી કે જે વગેરે આદર વાચક સંબોધનોવાળી રીતે ઉચ્ચારાય છે.

- દેહવાલી ભીલ સમાજ રહે છે તે ઉત્તર અને પશ્ચિમ સીમાને અડીને ગુજરાત રાજયનું ભરૂચ, વડોદરા અને સુરત જેવા જિલ્લાઓ છે. ઉતરે નર્મદાના સામા કાંઠે મધ્ય પ્રદેશનો ઝાબુઆ જિલ્લો છે. પૂર્વમાં મહારાષ્ટ્રના મરાઠી અને ધૂલીયા અને જલગાંવ જીલ્લાઓ આવેલા છે. આ દેહવાલી ભાષા પર જે તે વિસ્તારની પ્રચલિત ગુજરાતી, હિન્દી, મરાઠી અને અહિરાણી ભાષાઓનો પ્રભાવ છે.

- દેહવાલી શબ્દના કેટલાક અર્થ પણ કરાયેલા જોવા મળ્યા છે. દેહવાલી ભીલીમાં દેહ શબ્દનો અર્થ શરીર અને પાટી નો અર્થ સપાટ વિસ્તાર થાય છે. એટલે કે શરીર જેવો સપાટ પ્રદેશ અને એમાં વસતા ભીલો તે દેહવાલીયા અને તેમની ભાષા તે દેહવાલી, દેહવાલી ભાષા અંગે બીજો એક મત પણ પ્રર્વતે છે તે મુજબ સુરત જિલ્લાના ઉમરપાડા વિસ્તારના ભીલોને આંબુડા તરીકે ઓળખવામાં આવે છે. આંબુડા લોકો દેહવાલી ભીલોને દિહ ઉગતા વેલીયા, દિહઉકતાવેલીયા કે દિહુવેલ્યા તરીકે ઓળખાવે છે. દેહવાલી ભાષામાં દિહ નો અર્થ સૂર્ય ઉગે તે અને વેલીયા એટલે તે તરફના એવો અર્થ થાય છે. સૂર્ય જે દિશા તરફથી ઉગે છે તે દિશા તરફના

લોકો તે દિહુવેલીયા તેના પરથી દિહવેલીયા કે દેહવાલીયા થયુ. આ દેહવાલીયા લોકોની ભાષા તે અત્યારે દેહવાલી તરીકે ઓળખાય છે.

**હુન્નરકલા (આવેડત)**

- મોતીકામ માટે પહેલાંના સમયે કીડીયાની માળા બનાવી પહેરતા હતા, તે એક જાતના પથ્થરમાંથી પોતાને માટે પહેરવા માટે બનાવાતા હતા.

- અનાજ ભરવા માટે માટીમાંથી (બોદડી) કોઠી, ઘંટીનુ થાળું, ચુલા તથા માટીના નળીયાં પોતાના ઘર માટે બનાવવમાં આવે છે.

- વાંસકામ માટે બહેનો અને ભાઇઓ ભેગા મળીને અળીયામાંથી જે માણસને સારી રીતે આવેડતું હોય છે તેને બોલાવીને વાંસમાંથી ઘરનો ખપેડો (દિવાલ) અને માળામાં ઉપયોગમાં લેવાતા ખપેડા બનાવે છે.

- વસાવાઓમાં ખાસ કરીને ખીજડીને (ખાટી ભીડીને) પાણીમાં અમુક સમય સુધી બોળી રાખ્યા બાદ તેમાંથી રેસા કાઢીને તેને બરોબર પાણીથી ધોઈને સુકવામાં આવે છે. ઘરના દાદા અથવા કોઈ જાણકાર એને બરોબર અંબાર ચડાવીને પોતાના ઢોરને બાંધવા માટેનો(આસડો) અછોડો, રાહ, દોરડું, નાથ, મોરી ખાટલાની દોરી, ગોઅણ, સીકુ વગેરે બનાવવામાં આવે છે.

- લાકડામાંથી હળ(ઓલ), વખરો(કરોવ), કુલપી(કરોબડી), કુહું(ચવડું), જુહરો(જુહરું), વળો(હિવલે), હમોલ, બળદગાડુ, પાળીયા(ખાબ), મરનારની પાટલી, નાહવાનો પાટલો, પોતાનું ઘર, તેલ કાઢવાનો

ચાપડો બેસવાનો પાટ ખેતરમાંની કયારીમાં પાણી પીવડાવવા માટે લાકડાનો(ટાલગો), ઢોલ, ખાટલો, ખાટલી ચાપાલો(હિંચકો), ચૌરંગ, મોટો પાટ, ચારું, ચાટવો, પેટો કે પેટારુ, ગાડલી, વેલડુ, બાળકો માટેનાં રમકડાં (મુહલો) સાંબેલુ, ઘરની બન્નેવ બાજુ મોભે મોરલી બનાવવી વગેરે ચીઝ વસ્તુઓ બનાવવામાં આવે છે.

- નૃત્ય : હોળીનૃત્ય, મોરાનાચ(ભોવાગે), ગોસાંણાંનાચ, વ્યકિતગત ઢોંગનૃત્ય, ઢોલનૃત્ય, ધેરૈયાનૃત્ય, લગ્નનૃત્ય, ઢોલનૃત્ય પાંજરા કે પાટલાનૃત્ય, ખાંદનૃત્ય(ખભા), વ્યકિતગત કૂંદણું, મોરાલી, સિબલીનૃત્ય, માટલ્યાદેવ નૃત્ય, બાલીનૃત્ય, વાઘદેવનું નૃત્ય, ભાદરબાવા નૃત્ય, ડોગે દિવાળીનૃત્ય, તૂર-થાળી નાચણુ, તલવારનૃત્ય વગેરે નૃત્ય પ્રચલિત છે.

- નાટયમાં સોગાડીયા પાર્ટી, સામાજિક બાબતોનું પાત્ર મુખ્યત્વે પુરુષો ભજવતા હોય છે. દા.ત. સાસુ-વહુંના ઝગડા, ડાકણ, ભુવા, વરસાદ, દેવમોગરા નાટકમાં ગીતો હોય છે. ઠઠ્ઠા મશ્કરીના પાત્રો આ બધું આખી રાત ચાલે છે. પછી દેવમોગરા ધર્મિક યાત્રા(હબ) નાચતા-નાચતા દેવમોગરા જાય છે.

(૮) ચિત્ર :- લગ્ન પ્રસંગોમાં ઘરની દીવલ પર મોટા ઢોલ લઇ ને નાચતા માણસોનું ચિત્ર સિબલીનું(પોટી) ચિત્ર ઘરની પહેલી દીવલ પર દોરાવે છે.

(૯) શિલ્પ-પથ્થરના પાળીયા તથા કુંભી વગેરે બનાવે છે.

## પશુ-પંખી વિશેનો દષ્ટિકોણ

પશુ-પક્ષીઓ, પ્રાણીઓ અને જીવજંતુઓને આદિવાસીઓ દેવ માનતા આવ્યા છે. માનવી જે કઇ શીખ્યો છે તે પ્રકૃતિના આ જીવો પાસેથી શીખ્યો છે. તેથી જૈવિક જગત માનવનું ચાલકબળ છે. પોતાના ગોત્રનાં પણ પશુ-પક્ષીઓ અને પ્રાણીઓ અને જીવજંતુઓને રાખ્યા છે. આવા પશુ-પક્ષીઓ અને પવિત્ર માનવામાં આવે છે. જેમના પ્રત્યે આદર ભાવ, શ્રાદ્ર રાખવામાં આવે છે. દક્ષિણ ગુજરાતમાં (લીલ્યો હોવરીયો(દરજીડો) ટુંડો, મડવી(ધુવડ), પેચરો પુજારો, દેવપાતરો, કાબર વગેરે પક્ષીઓ સાથે અલગ-અલગ પ્રસંગની કથાઓ જોડાયેલી છે. વાઘ અને નાગ જંગલી જીવો હિંસક અને ઝેરી માણસ માટે ખતરારૂપ છે. પરંતુ કુદરત સૃષ્ટિના દરેક જીવને કંઇક ને કઇ કામ સોપેલુ છે તેથી પર્યાવરણની જાળવણી શકય બને છે. વાઘદેવ અને નાગદેવનો ઉત્સવ ચોમાસાની ઋતુ દરમ્યાન ઉજવવામાં આવે છે. પાલતુ પ્રાણીઓ ખુબ ઉપયોગી હોવાથી ચૌરી અમાસના દિવસે પોતાના ઘરના દરેક પશુઓના શીંગડા રંગી તેમના ઉપર લોટથી હાથના પૂજા પાડી પૂજન કરવામાં આવે છે.

## વનસ્પતિ જગત-પ્રાકૃતિક તત્વો વિશેની દૃષ્ટિ :

**પશુ-પક્ષી :** સહાયક-કાકળકુંભો(ઢુચીયો), ટીટુળી(ખાટકુકડી), પાનીકુકડી(લીલ્યો), ટીટીયુ(ચીરખુળી), ચકલી, કાગડો(લેડાળો) વગેરે સહાયક પક્ષીઓ છે.

- કહેવત માળો નીચે બનાવે તો વરસાદ સારો આવે છે અને ઉપર બનાવે તો વરસાદ ઓછો આવે છે.

ટીટીયુ ઘર બનાવે ત્યારે જે બાજુથી વરસાદ ઓછો આવે છે તે બાજુ દરવાજો બનાવે છે. જે બાજુથી વરસાદ વધારે આવે સે તે બાજુ ઢાંકણ બનાવે છે તે બાજુથી વરસાદ વધારે આવે છે.

- મોર વાંસ પર બેસીને બોલે તો વરસાદ વધારે પડે છે. (કાલી કાગડી) કાગડી એ ઘર પાસે બોલે તો સગાંસંબંધી આવવાના છે એવો સંદેશ આપે છે.

- રાજા ધુવડ(મોઢવી) ધુણે અને ભવિષ્ય જોઈ આપે છે. કહેવત- વરસાદના આવે તો રાજા ધુવડ દાણા જુવેલા અને તેના માટે(હોવરીયો) ટીટીયું જીવ શોધી લાવેલું

- ચીયારો રાતે બોલતો હોય તે સમયે બાળક રડતું હોય તો બાળકને સઠી થાય છે.

- ઘરના મોભે રાજા ધુવડ બોલે તો તે ઘરમાં નુકસાની આવે એવી માન્યતા છે. (પેચરો) હળીયો મેઘરા જાની જાન નીકળી હતી ત્યારે પુજામાં જે સિંદૂર ન હતુ તે માથે લીધેલું હોલીડી પંચરાને પાછળથી લાત મારેલી એટલે પેચરા(હળીયાની) ગાંડ લાલ થઇ ગઇ હતી એવી માન્યતા છે.

- પશુ-નોળીયો(લોલ) રસ્તો ઓળગે એટલે સારા શુકન થયા અને બિલાડી રસ્તો ઓળંગે તો અપશુકન થયું છે એમ માને છે.

- વાઘ ખેતરમાં દક્ષિણથી ઉત્તર દિશા તરફ જાય તો વધારે પાકે છે.

- ભેંસને અપશુકનીયાળ માને છે. કુતરા ભેગા થઈને રડે તો કોઈનુ મૃત્યુ થવાનું છે.

- કોઈ માણસનું મૃત્યુ થયું હોય તો વસાવા સમાજમાં વનસ્પિતીને દેવસ્થાનની પૂજા વખતે, મરણવિધિ વખતે તથા લગ્ન પ્રસંગોમાં ખૂબજ મહત્વનું સ્થાન આપવામાં આવે છે. જેમ કે

- હોળીના તહેવારમાં દિવેલો રોપવામાં આવે છે. હોળીની વચોવચ વાંસ રોપવામાં આવે છે. આંબાનો મોરને(ફૂલ) બીલીના પાન પૂજા વખતે ઉપયોગમાં લેવામાં આવે છે.

- ખેતરમાં ઉગતા લજામણીના છોડને દરવાજા પર બાંધી રાખવામાં આવે છે.

- ભાંતડો નામનું એક જાતનું ઘાસ આવે છે તેને અનાજ મસળવાના ખળાની મધ્યમાં રોપેલ મેઢ પર બાંધવામાં આવે છે. લજામણીના છોડથી પાણીનો છંટકાવ કરી પવિત્ર કરે છે.

- ટીમરુ અને બેડાનાં લાકડાંને અપશુકન માની ઘરમાં લાવવામાં આવતાં નથી.

- લગ્નની વિધિમાં ઉંમરો, પીપળો, કાકળો-આછીતરાના ઝાડનો ઉપયોગ થાય છે.

- કોઈ માણસનું મૃત્યુ થાય ત્યારે આંબલીનાં દાતણ કરવામાં આવે છે.

- આલળીના ઝાડના લાકડામાંથી જ ચાટવો બનાવવામાં આવે છે.

- ખેતરમાં વાવણી થઈ ગયા પછી સાગના પાંદડાનો ઉપયોગ બંધ કરવામાં આવે છે. ડણીના પાનનો ઉપયોગ થાય છે.

**ખેતીમાં વર્ષફળ બતાવતા વૃક્ષો :**

- ખાખરાના ઝાડ પર જે વર્ષે ફાફડા બરોબર લાગે તે વર્ષે ડાંગરનો પાક સારો થશે, એવું અનુંમાન લગાવવામાં આવે છે.

- તામણા જે વર્ષે સારાં પાકે તે વર્ષે તુવરનો પાક સારો થશે એમ માનવામાં આવે છે.

- કાકળાના ઝાડ પર બરોબર ફૂલ બેસે તો વર્ષ સારૂ આવે છે.

- ખાખરાના વૃક્ષમાં વિવિધતા આવે એટલે કે એક બાજુ ફૂલ આવે અને એક બાજુ પાન પણ હોય તો અધિક માસ આવે એવી માન્યતા છે.

**ઔષધિય વનસ્પતિ સાથેના વ્યવહાર**

- અમુક પ્રકારની વનસ્પતિને રાત્રે અમુક વિધિ કરીને તોડવામાં આવે છે.

- કેટલીક વનસ્પતિને દિવસનો કે રાતના અમુક સમયે જ તોડવાની હોય છે.

- ખાખરાનું ઝાડ, વનદેવતી વનસ્પતિને અગરબતી સળગાવીને તોડવામાં આવે છે. રંગતરોયડો- છાતીમાં દુખતું હોય ત્યારે પીવાથી સારૂ થાય છે અને ખરાબ કચરો નીકળી જાય છે. નસ ખરાબ થઈ જાય ત્યારે આને પીવાથી  સારૂ થાય છે. જો કે આની સાથે અલગ અલગ જાતની વનસ્પતિનું મિશ્રણ કરીને દવા બનાવવામાં આવે છે.

(૪) મેઘની પૂજા કરવામાં આવે છે. વાર્તા.... વાદળ માટે મેઘી રાયો અને રાણીકાજલ દેવોની પૂજા કરવામાં આવે છે. મેઘી રાયો અને રાણીકાજલ રાણીની લગ્ન થતાં હતાં તે વખતે દેવોની જાન નીકળેલી આ જાનમાં બધા જીવે જોડાવા લાગ્યા. આ જાન વખતે હોલી તો પોતાનું આખું ઘર ગારો કરીને લીપેલુ. કળવીચલો આ જાનમાં વાંસળી વગાડયો હતો અને કાબર ગીતો ગાતી ગાતી જતી હતી. કાગડો જાનમાં જવા માટે વાઘરાની(ચામાચીડીયુ) ગાંડ ઉછીની લઈ ગયેલો. મોરના પગ બીજા પક્ષી લઈ ગયા હતા. મોરને પણ જાનમાં

જવાની ઈચ્છા થઈ અને મોર તૈયાર થઈ ગયુ પરંતુ પગ બીજા લઈ ગયેલા હતા. બીજા પક્ષીના પગ આવવાથી મોર કદરૂપું લાગે એટલે મોરની આંખમાંથી આંસુ પડેલાં અને ત્યારથી બધી જગ્યાએ પાણી પાણી થઈ ગયુ.

**ધરતી સાથેનો પોતાનો સંબંધ અને માન્યતા**

સમાજમાં હળ લાકડું ખેતરમાં મુકતાં પહેલાં હાય માય તુ જીવતી આહે, એટલે કે તુ જાગતી છે, હવે અમે તારા પેટમાં હળ લાંકડુ નાખી રહ્યા છે. તું એક કણના ૩૨ કણ કરનારી હવે તુ સંભાળજે.

**ડુંગરો અને નદીઓ સાથે જોડાયેલી માન્યતા :**

- દેવકાટ નામનું એક સ્થળ આવેલું છે. ત્યાં રાત્રે કોઈ પણ રોકાય તો બીવડાવે અને ત્યાંથી ભગાડી મુકે છે. એવી માન્યતા છે. આ જગ્યા પર અત્યારે પણ કોઈ રાત્રે જતું નથી. આ જગ્યા પર પહેલાં જે માંગો તે મળતું હતુ. પરંતુ કોઈકવાર માણસે ત્યાંથી ઠીકરાં લઈ આવેલો ત્યારથી હવે કોઈને આપતુ નથી. હાલમાં આ જગયાએ બીવડાવે છે.
- હુ ઉલામાંડા : આ એક રોટલાનું નામ છે. આ સ્થળ પર પહેલાંના સમયે રોટલા મળતા હતા. કોઈ માણસને, હુઉલામાંડાનો રોટલો ખાવો હોય તો આ સ્થળ પર લેવા માટે જતા હતા.
- નદી : દેહલી અને ઓટો બે નદી છે. આ નદીઓ સાતપુડામાંથી નીકળી ત્યારે ઓટો નદી દેહલી નદી સાથે લગ્ન કરવા માટે પાછળ પડેલો આ બન્ને નદીની વચ્ચે એક ડુંગર હતો. પરંતુ દેહલી નદી તાપી નદીને

આગળથી મળી ગઈ જ્યારે ઓટો નદી નીચેની તરફ તાપી નદીને મળે છે. અત્યારે પણ આ નદીમાંથી લગ્ન કરેલુ જોડુ પસાર થતું નથી.

- નેહવો નદીમાં વરસાદ થાય ત્યારે સૌ પ્રથમ પાણી આવે તો તે વર્ષે વરસાદ સારો થશે એવું માનવામાં આવે છે.

- બોગલાઈખાડી : રાજા પાંડાએ આ નદીમાં દારૂ ગાળતો હતો તે વખતે આ નદી પહેલી આવેલી અને ત્યારે ધાન્ય અને કણી એમાંથી નીકળેલા.

- ઘરની અંદર કુટુંબના વડા તરીકે માતા હોય, જ્યારે ઘરની બહાર સમાજમાં બધો વ્યવહાર પુરુષ કરતો હોવાથી સમાજમાં પુરુષ વડીલ ગણાય છે.

- સાસુ-વહુ સાથે, પુત્ર અને પિતા સાથે પિતા પુત્રી સાથે અને સસરા જમાઈ કઈ રીત વર્તન કરવું તેના માટે અલગ અલગ મર્યાદા હોય છે. જે વાત મિત્ર સાથે થાય તે પિતા સાથે ન થાય.

- સંયુક્ત કુટુંબમાં માતા અને પિતા બન્નેને માનથી જોવામાં આવે છે. ઘરના બધા સભ્યો વડીલનું કહેલું માને છે.

- કુટુંબમાં સંતાનમાં પુત્ર હોય કે પુત્રી બન્ને ને સમાન ગણી બન્નેને એક સરખા માન સન્માનની દૃષ્ટિથી જોવામાં આવે છે. દીકરી જન્મે તો પણ તેનું સારી રીતે પાલન કરી ઉછેર કરે છે. પુત્રીને પરણાવી સાસરે મોકલી આપવામાં આવે છે. તેનો પતિ તેનું ભરણપોષણ કરતો હોવાથી પુત્રીને મિલકતમાં ભાગ આપવામાં આવેતો નથી.

- વસાવા સમાજમાં લગ્ન માટે એકબીજાની પસંદગી પોતાની મરજીથી કરી લેતા હોય છે. આવો લગ્નને સમાજ પણ માન્ય રાખી સ્વીકારી લે છે.

**મૈત્રી અને દુશ્મની :**

- પોતાના ગામના તથા પોતોના સમાજના લોકો ગમે ત્યાં મળે તો તેને મિત્રની દૃષ્ટિએ જોવામાં આવે છે.

- પોતાના સમાજથી બહારના લોકોને પારકા છે એ રીતે જોવામાં આવે છે.

- પોતાના વિસ્તારના લોકોને મિત્ર ગણે છે.

- લોહીના સંબંધ કે કુટુંબના માણસને પોતાનો ગણવામાં આવે છે તેની સાથે તે પ્રમાણે વ્યવહાર કરવામાં આવે છે.

- ઓળખાણવાળા માણસને મિત્ર તરીકે ઓળખવામાં આવે છે.

- ગામમાં કે સમાજમાં કોઈ માથાભારે માણસ હોય, ક્યારેક તેની હત્યા થાય ત્યારે એના પ્રત્યે બધાને લાગણી જેવું હોતું નથી.

**વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતા**

- વસાવા સમાજમાં પવન વિશેની એક માન્યતા છે. એમાં સારો અને ખરાબ પણ પવન હોય છે. ખરાબ પવન આવવાથી કોઈક માણસને આ પવન લાગી જાય છે ત્યારે આ પવન કાઢવા માટે કોઈ ભગતને

બોલાવીને વિધિ કરી કાઢવામાં આવે છે. આ પવન લાગી જાય ત્યારે માણસ સભાનતા ગુમાવી દે છે.

- આકાશમાં મેઢીયો તારો હોય છે જે હંમેશાં એકજ જગ્યાએ સ્થિર રહે છે.

- આકાશમાં ડોહીની ખાટલી જોવા મળે છે જેમાં સાત તારાઓ હોય છે. ડોસીની ખાટલી પર એક બકરી બાંધેલી હોય છે. આ બકરી ચોરવા માટે બે ચારે આવે છે એવી માન્યતા છે.

- આકાશમાં હોલીનો માળો હોય છે તેમાં હોલી ઈંડુ મુકેલુ છે. બાજુમાં સાત તારાનું ઝૂંડ છે તેને ગોવાળીયાં કહે છે.

- આકાશમાં બાણે(મેઘ ધનુંષ્ય) તાણતો વરસાદ વહેલો આવેશે એવું માનવામાં આવે છે. બાણ ચોમાસામાં દેખાય તો પૂર્વ દિશામાં રાફડો હોય ત્યાં બાણ પડે છે. આ જગ્યાએ ભયંકર મોટો નાગ હોય છે અને રાફળામાં નીચે ડોયો હોય તે કોઈપણ વ્યક્તિને મળે તો ગમે તેવું ઝેર તે ડોયો ચુસી લે છે એવી મીન્યતા છે.

- ઉતરાયણમાં તેલ અને હળદરથી દિવસ ઉગે તે પહેલાં સ્નાન કરવામાં આવે છે.

- પાણી ભરેલું હોય તો પાણી ભરેલું હોય તેવી જગ્યા પર લોખંડનું કોઈપણ સાધન ગ્રહણ થાય ત્યારે મુકવામાં આવે છે. ગ્રહણના દિવસે જે જમવાનું હોય તે જમતા નથી અને આખો દિવસ ઉપવાસ રાખે છે.

- ચોમાસામાં સાંજે સૂરજ લાલ થાય તો મસરૂમ ઉગે છે એવું માનવામાં આવે છે અને બીજે દિવસે સુકો વાંસ હોય ત્યાંથી આ મશરૂમ અવશ્ય જોવા મળે છે. આને લોકો ખાવામાં ઉપયોગ કરે છે.

- ચોમાસામાં સાંજે સૂર્ય ડુબવા જાય ત્યારે સૂર્યના કિરણો વાદળોમાંથી લાંબા દેખાય તો વરસાદ વહેલો અને કિરણો ટુંકા દેખાય તો વરસાદ મોડો આવે છે.

- રાત્રે ચંદ્રની આસપાસ પ્રકાશનું વર્તળ રચાય તો માજમ(મંડળુ) બેઠુ હોય તો (દેવ બેઠો એમ કહે છે) આ મંડળ નજીક હોય તો વરસાદ વહેલો આવે એવુ માનવામાં આવે છે.

## આ સમાજની સાથે પોતાની ઉચ્ચ અવચતાની ધારણા

ઊંચા : વસાવા સમાજમાં પોતાનાથી ઉંચા વાણીયા, ગુર્જર પાટીદારને મોટા ગણે છે. એમના ઘરમાં વસાવા જમે ત્યારે નીચે બેસે છે, તેમની સાથે બેટી વ્યવહાર કે રોટી વ્યવહાર થતો નથી.

નીચા : વસાવા સમાજમાં કોટવાળીયા ગામના ઢોર ચારે તેને નીચા ગણવામાં આવે છે. સાથે બેસીને જમી શકતા નથી. આ સમાજ સાથે બેટી વ્યવહાર થતો નથી. કોટવાળીયા વાંસનો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવે છે. મરણ પ્રસંગે તેઓ ઢોલ વગાડવા જાય છે. રોટી વ્યવહાર થાય છે પરંતુ બેટીનો વ્યવહાર થતો નથી. સમાજના કોઈ પણ પ્રસંગોમાં તે આવેતા હોય છે અને પંગતમાં બેસીને જમીશ કે છે.

-સૂર્યને ધ્યાનમાં રાખી તે દિવસ પાળવામાં આવે છે. કુદરતી હાજતે જતી વખતે પૂર્વ-પશ્ચિમ દિશા તરઅ મોઢુ કરી બેસવાની મનાઇ  છે.

## પવિત્રતા-અપવિત્રતાની વિભાવના

- સમય- ખેતરમાં ડાંગરમાં દૂધ ચઢતું હોય તેવા સમયે પુરુષો બપોરના સમયે ખેતરમાં જઈ શકતા નથી કારણ કે જો કોઈ પુરુષ ફૂલ આવેને દાણા ચઢતા હોય તે સમય દરમ્યાન ખેતરમાં જાય તો જાય તો ડાંગર પોચી રહી જાય છે એવું માનવામં આવે છે.

- અમાસને દિવસને અપવિત્ર ગણે છે. રાત્રે મરઘા બોલે તે પહેલાંના સમયને નુકશાનકારક ગણવામાં આવે છે  કારણ કે એ સમયે જીવજંતુઓ ફરતા હોય છે. ચૌવરી, અમાસ, કાળી ચૌદસ અપવિત્ર ગણવામાં આવે છે.

- સૂર્યગ્રહણ વખતે ખાસ કોઈ પણ માણસ ઘરની બહાર નિકળતા નથી.

- ગામમાં મરણ થયું હોય તે દિવસને અશુભ માનવામાં આવે છે. તેથી આ દિવસે ખાસ કોઈ ઘરની બહાર જતું નથી.

- ઘરમાં ચુલો, અનાજ રાખવાની જગ્યા, પવિત્ર ગણવામાં આવે છે. જેટલાં પણ દેવી દેવતા હોય તે સ્થાન પવિત્ર ગણવામાં આવે છે. બળદોને બાંધવાનું ગમાણ કે કોઢ કહેવામાં આવે તેમાં જે આડુ લાકડુ હોય ત્યાં પુરુષ બેસી શકતો નથી તે જગ્યાને પવિત્ર માનવામાં આવે છે.

- નદીમાં જ્યાં આસરણદેવી રહેતી હોય એવી જગ્યાએ બપોરે અને રાત્રીના સમયે જવાતુ નથી. સ્મશાનવાળી જગ્યાને અપવિત્ર ગણે છે.

- દશેરાના દિવસે ખેતરમાં જુવાર ઓરવાથી બહુ પાક ઉતરે એવી માન્યતા છે.

- અનાજની કાપણી ખાસ કરીને અંધારમાં કરવાથી વધારે ઉતારો આવે એવી માન્યતા છે

- વ્યક્તિ : માસિક વાળી બહેનને અપવિત્ર ગણવામાં આવે છે. તે આ સમયગાળા દરમ્યાન ઘરમાં ચૂલા પાસે, અનાજ રાખવાની જગ્યા પાસે, કોઈ દેવી દેવતાની જગ્યા પર, શાકભાજીની વાડીમાં  જઈ શકતી નથી. એવી માન્યતા આ સમાજમાં છે કે કોઈપણ સ્ત્રી સગર્ભા હોય તેનો પડછાયો સાપ પર પડે તો સાપને

અમુક સમય પુરતો અંધાપો આવી જાય છે

- બાળક- બાળક જન્મે ત્યારથી પાંચ દિવસ સુધી અપવિત્ર ગણાય છે.

- કુંદરતી તત્વો : દેવ સ્થળો વાળા ડુંગર, કોઈ મોટુ ઝાડ, નદી, કુવા, વાવ, સૂરજ, ચંદ્ર, તારા, પવન અને અગ્નિને પવિત્ર માનવામાં આવે છે.

- વનસ્પતિ : વસાવા સમાજમાં ઉમરો, પીપળો, કાકળો, બીલી, આંબલી, રૂવાડી(આંકડો) બેડો વગેરે વૃક્ષો વિવિધ વિધિમાં વપરાય છે. જેથી તેને પવિત્ર માનવામં આવે છે.

- પ્રાણીઓઃ બિલાડી, સાપ, વગેરે પ્રાણીઓને અપવિત્ર માનવામાં આવે છે.

- ઘરના ભાગો :- ઘરનો ચુલો, અનાજ રાખવાની જગ્યા, ગમાણ, અને ઘરની દેવી વગેરે જગ્યાને પવિત્ર

- દારૂ : દરેક પૂજાવિધિમાં શાક પાડવા વપરાય છે. જેથી વસાવા આદિવાસીઓ તેને પવિત્ર ગણે છે.

- રોગો : બાળકને શરીર પર નીકળતા ઓલાને દેવ નિકળ્યો એમ કહેવાય છે, તે ઓલા પર મહુડાના દારૂથી માલીશ કરીને થોડો પાવવામાં આવે છે અને કાળી કામળી(ચાદર)માં વિટાળીને સુવાડી દેવામાં આવે છે.

-ડાકણ : ભૂતપ્રેતને અપવિત્ર માનવામમાં આવે છે.

- રાંધેલો ખોરાક પવિત્ર ગણવામાં આવે છે.

- ભોજન વખતની હાજરી : રાંધતી વખતે હુવલામાંડા અને કાઠાલામાંડા નામના રોટલા બનાવતી વખતે ગામનો કોઈ પણ માણસ અચાનક ઘરમાં આવી જાય ત્યારે અપશુકનિયાળ ગણવામાં આવે છે. આ વખતે રોટલા બનાવવાના સાધનની પૂજા થાય છે. જો સગાંસંબંધી કે આ કોઈને બોલાવ્યા હોય તો વાંધો

આવતો નથી.

## મનોરંજનની રીતો

મનોરજંન માટે ગલીડંડો, કબડ્ડી, આંમલાપીપળી, ખોખો, સંતાકુકડી, સાત ઠીકરી વગેરે રમતો રમતા હોય છે. વસાવામાં સોંગાડીયા ખાસ પ્રચલિત છે. દેવમોગરા માતાના મેળામાં આ પાર્ટી પોતાના ગામથી છેક માતાના મંદિર સુધી રસ્તામાં નાચતા નાચતા જાય છે.

- સમાજમાં ઋતુ પ્રમાણે અલગ અલગ નૃત્ય કરીને નાચગાન કરવામાં આવે છે. કહેવતો, વાર્તાઓ, ઉખાણા, ગીતો હોય છે.

- હોળીના સમયે પહેલાં ડાંડ રોપાય ત્યારથી હલવા રમાય છે અને છેક હોળી સુધી રમતા હોય છે. જેમ કે હોળીમાં હોળીનૃત્ય કરવામાં આવે છે. આ સમય દરમ્યાન અહીના લોકો ધેરીયાનૃત્ય કરતા હોય છે.

- લગ્નમાં આખી રાત યુવાનો નાચતા હોય છે. અત્યારે બદલાતા સમયની સાથે લગ્નમાં બેંડવાજા અને ડી. જે સિસ્ટમ પણ આદિવાસીઓમાં લાવવામાં આવે છે.

## સમાજની ઓળખ- વિશિષ્ટ આવેડતો

વસાવા આદિવાસીઓમાં પશુપાલનની વિશિષ્ટ આવેડત આ પ્રમાણે છે.

આ જાતિ સાથે પશુઓ ક્યારથી પાલન કરી રહ્યા છે એનો ઈતિહાસ એમને પણ ખબર નથી. આ

વિચાર પ્રાચીન સમય તરફ દોરી જાય છે. એમની પાસેના પશુઓ ગાય, ભેંસ, બકરી વગેરે હોય છે. તે સિવાય આ ઉદ્યોગમાં તેમની પાસે પશુ પાલન છે પરંતુ મોટે ભાગે પશુઓને ચરાવાનુ કામ ઘરના નાનાં છોકરાઓ ઉપર આવે છે. કારણકે સ્ત્રીઓ અને પુરુષો પોતપોતાના અલગ કામમાં જોડાયેલા રહેતા હોવાથી ઘરમાં છોકરાઓ બચતા હોય છે. જેથી કામની વહેચણી એ સમયે પરિસ્થિતિ ઉપર આધારીત હોવાથી ઢોર ચરાવવાનુ કામ છોકરાઓનું થઈ પડે છે. ઢોર ચરાવવાની ક્રિયાને તેઓ 'ડોંગરે રે ચારા' કે 'ગાવડે ચારા' તરીકે ઓળખાય છે. બપોરે જ્યાં પશુઓને ભેગા કરી ઉભા રાખે એ જગાને ગોઠા કહે છે. ઢોર જ્યાં બાંધવામાં આવે છે તે જગ્યાને તેઓ 'ઓખળ' કહે આ ઓખળ(કોઢ) ખૂબજ પવિત્ર જગા મનાય છે. તેઓ પશુઓને ચારો નાખવા બનાવેલા આડા લાકડાઓને તેઓ 'ઓનગા' કહે છે, તેના ઉપર બેસાતુ નથી. વર્ષના એક વખત આ 'વોનગા'ની પૂજાવિધિ કરવામાં આવે છે.

પશુપાલનના કારણે તેમના ઘરોમાં દૂધ દહી છાસ કે ઘી પુષ્કળ પ્રમાણમાં રહેતા હતા પરંતુ દૂધ ડેરીઓએ તેના છીકા ઉપર મુકેલી દહીંની માટલીઓ ઉતારી નાખી છે. તેમની પાસે આજે પણ ઢોરો માટે એક આખુ અલગ ઘર જોવા મળે છે. જેમની પાસે નાના મોટા ૨૫ થી ૩૦ જાનવરો જોવા મળે છે. તેમાં ગાય, ભેંસ, બળદ, બકરી દ્વારા આખુ ઘર 'ઓખળ' ભરાયેલું હોય છે.

**માછલાં મારવાં** : આખો દિવસ ખાંડી કોતરના પાણીમાં કમરથી વાંકા વળી વળીને આસવી, પાલી, વડે આખી ખાડીને રગદોળતા પરસેવાથી રેબઝેબ થઈ જતા, છતાં તેમના ચહેરા ઉપર થકાવની એક પણ રેખા જોવા મળતી નથી. આની પાછળ કઈ તાકાત કામ કરતી હશે ? એ પ્રશ્ન ક્યારનો મૌન બનાવી મુકે

છે. માછલા મારવા જવા માટે તેઓ 'માસેં મારા' માસેં તેરા 'ડોયાંરે' જેવા શબ્દોનો ઉપયોગ કરે છે. મુખ્યત્વે માછલા પકડવાની પ્રવૃતિ સામુહિક છે. સમુહમાં જ તેઓ માછલાં મારવા જતા હોય છે. આજથી ૨૦ વર્ષ પહેલાં 'ડોયારાનુ' દૃષ્ય જોવા મળતું હતું તે આજે ભાગ્યેજ નજરે ચઢે છે. પાંચ-સાત ગામના લોકો એક જ દિવસે ભેગા થઈ મોડી ખાડીઓમાં એક સામટા કુદી પડે છે. આ રીતમાં આજુબાજુમાં દરેક ગામમાં એક વ્યક્તિ કઈ ખાડીમાં ક્યારે જવાનું છે ? ક્યાં બધાએ ભેગા થવાનું છે એની જાણ કરી આવે છે. જે દિવસે 'ડોયરે' નિળવાનું હોય છે તે દિવસે જાણે કે કોઈ ઉત્સવમાં ભાગ લેવા માટે લોકો નીકળી પડ્યા હોય તેવું જોનારને થાય એવુ દશ્ય ઉભુ થાય છે. સ્ત્રીઓનું પ્રિય સાધન આછવી તેમને ખભે કે માથે લટકાવેલી હોય છે. પુરુષો પાસે 'પાલીઈ' કે 'તાગડી' હોય છે. જે સ્થળે ભેગા થવાનું હોય છે ત્યાં બધા ભેગા થાઈ પોત પોતાની તૈયારીઓ કરે છે. માછલાં પકડવાની તૈયારીમાં સ્ત્રી પુરુષ એક બીજાને મદદ કરે છે. તૈયાર થયેલી સ્ત્રીને માથે બરોબર મધ્યમાં નહિ પણ સહેજ આગળ રહે એ રીતે નાની વાંસની ટોપલી લુગડાથી કસીને બાંધેલી હોય છે. જેને તેઓ 'બેળખ્ય' કહે છે. આ બેળખ્યા આગળના ભાગને થોડો ખુલ્લો રાખી ચારે તરફથી લુગડુ વિંટાળી દેવાય છે. આ સ્ત્રીઓનું માછલાં મુકવાનું કોઠાસૂઝ વાળુ ઉત્તમ સાધન મનાય છે. જેમાંથી માછલા પડી જવાનો કે કુદી જવાનો કોઈ ભય રહેતો નથી. આમ લુગડાંનો એક આડકો માથા ઉપરના 'બેડખ્યા'ને બાંધવામાં વાપરી દેવાય છે. આવી તૈયાર થયેવી સ્ત્રીઓને મજબુતાઈ દેખાઈ આવે છે. જેનું સૌંદર્ય વધુ ખીલી ઉઠે છે. આ ડોયરામાં જ જુવાન છોકરા-છોકરીઓની આંખો મળી જતી હોય છે. તેનું એક ગીત પણ છે.

સેલ ! આપુંહુ મોડી ખાડીલે
સેલ ! આપુંહુ ડોયારે જાહુંરા
સેલ ! તું પાલી લે જે રા
સેલ ! આંય આંસવી લેહેંરા
સેલ ! માને હુઆ ઉસાલેલા

આ ડોયરામાં પુરુષની ખાસ તૈયારી જોવા મળતી નથી. તેમની પાસે એક રૂમાલનો ટુકડો કે રૂમાલ હોય તે માથે બાંધી લે છે. પહેરણમાં મોટો ચડ્ડો અને ખમીશ પહેર્યુ હોય છે. આ પુરુષો પાસે માછલાં મુકવા માટેનું સાધન હોય છે તેને 'ઢોપ્સી' કહે છે. કયારેક નાનાં છોકરાંઓને ઢોપ્સી ઊંચકવા માટે લઈ જવામાં આવે છે. નોવ્કો ચલાવવા માટે નોવ્કાનો માલિક સ્ત્રી પુરુષ ખાવાપીવા, તથા રહેવાની સગવડ આપે છે અથવા માછલાંનો ભાગ આપવામાં આવે છે.

**ડાંબે ઉહલુ :** માછલા મારવાની આ રીતમાં પણ સ્ત્રી કે પુરુષ બન્નેનો સહકાર હોય છે. ખાડીમાં જ્યાં પાણી સ્થિર રીતે વહેતું હોય અથવા કેટલાક નીચાણવાળા ભાગમાં પાણી ભરાય રહેતુ હોય. તેવા ઘુટણ ડૂબે એટલા પાણીમાં પથ્થર, ઝાડીઝાંખરાંનો બંધ કરી દેવામાં આવે છે. આને માટીના ગારથી લીપી દેવામાં આવે છે. આ ખાંડીના ભાગને 'ડેંબ' કહે છે. આ ડાંબાના ભાગને તગારી વડે બહાર એકી દેવામાં આવે છે ને માછલા કાઢવામાં આવે છે.

**મોલી** : માછલાં મારવાનું આ વ્યક્તિગત સાધન છે. 'મોલી' વાંસની નાની છીપોમાંથી બનાવેલી

હોય છે. લંબગોળ આકારનું આ સાધન એક તરઅ બંધ હોય છે અને બીજી તરફ માછલાં પ્રવેસી શકે એ માટે ખુલ્લુ રાખવામાં આવે છે. આ સાધન બહારથી પહોળું અને અંદરથી એકદમ સાંકડું હોય છે. જેને લીધે માછલીઓ અંદર પ્રવેસ્યા પછી બહાર નીકળી શકતી નથી.

**ભાષા**

**વસાવી ભાષાનો ઈતિહાસ**

નર્મદા જિલ્લા ઉપરાંત સરહદી અંકલેશ્વર, ઝગડિયા, નેત્રંગ, વાલિયા વગેરે તાલુકાઓમાં તથા આત્ર નોકરી ધંધા માટે વસતા વસાવા ભીલોની ભાષાને કઠાલી કે વસાવા ભીલી તરીકે ઓળખવામાં આવે છે. બીજી ભીલીમાં સરહદી ગુજરાતીનો પ્રભાવ સારા પ્રમાણમાં જોવા મળે છે.

**વસાવા નામકરણ**

અવંતિકા ઉજ્જૈનીના મહારાજા વિક્રમના વંશજ પરમાર શ્રી નંદરાયે સંવત ૧૨૦૦ ના પ્રારંભમાં, નર્મદાના દક્ષિણ પૂર્વના ખૂણામાં, ડૂમખલ રાજ્યની સરહદે, કરજણ નદીને કિનારે, નંદપુર ગામ વસાવેલું અને આજુબાજુ સત્તા જમાવી. આ વસ્તીહીન પ્રદેશમાં આજુબાજુના ભીલોને, સૈન્યમાં ખપ લાગે તથા ખેતીકામમાં પણ ઉપયોગી થાય તે માટે વસાવેલા. આ રીતે વસાવેલા ભીલો વસાવા તરીકે ઓળખાવા લાગ્યા.

આ નંદપુરના નંદરાયના વંશજોએ પાછળથી, નર્મદા નદીના સામે કાંઠે પોતાની સત્તા વધારી અને પોતાના અંગભૂત ક્ષત્રિયવર્ગને નર્મદાના ઉત્તર ભાગનો ઘણો ખરો પ્રદેશ વસવા માટે આપ્યો. તે પૈકી કોઈ પાંચ ગામના, તો કોઈ દસ ગામના, ઠેકેદાર બન્યા. ખાસ કરીને ગરુડેશ્વર તરઅના ભીલો પોતે ક્ષત્રિયો છે એમ માને છે, તે આ સંદર્ભે ચકાસી શકાય. બહુસંખ્યક આદિવાસીઓનો અલગ નર્મદા જિલ્લો બીજી, ઓકટોબર, ૧૯૯૭થી અસ્તિત્વમાં આવ્યો છે.

**સરહદી ભાષાઓ**

ઉત્તરપૂર્વમાં - છોટાઉદેપુરની બારેલી

પૂર્વ દક્ષિણમાં - ખાનદેશી પાવરી

પશ્ચિમ-ભરૂચી ગુજરાતી

દક્ષિણે -સુરત જિલ્લાની ચૌધરી અને ગામીત ભાષાઓ બોલાય છે.

'ભીલ જાતિ આર્યપૂર્વ છે, દ્રવિડિયન નથી. મૂળ ભટકતી, પણ અર્ધસ્થિર એવી જાતિ જંગલ ખેડીને, શિકાર કરીને, માછલાં મારી કે મજૂરી અને સરકારી તેમજ ખાનગી નોકરી કરીને જીવે છે. ખેતી એ તદ્દન આધુનિક વ્યવસાય છે.' (ધી કલ્ચર એન્ડ સિવિલિઝેશન ઓફ એન્ડિયા : પૃ. ૪૩)

શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત, પછાત અને અનુસૂચિત જાતિઓના કમિશનર, ભારત સરકાર, નોંધે છે :

ગુજરાતના આદિવાસી-વન્ય જાતિઓની અવસ્થા હિન્દના બીજા પ્રદેશોમાં વસતા જેવા કે (૧) આસામ

(૨) ઓરિસ્સા (૩) બિહાર કે (૪) મધ્યપ્રદેશમાં રહેતા આદિવાસીઓ જેવી નથી. ગુજરાતના ભીલો આ વસતી સાથે અમુક અંશે ભળી ગયા છે. જો કે પોતાની ભાષા કેટલાંક સ્થળોએ કાયમ રાખી છે. જ્યારે બીજાઓએ પાડોશીની ભાષા અપનાવી લીધી છે.

હું માનુ છું કે આ પ્રજાની ભાષાનાં મૂળ પ્રાચીન ભારતીય આર્ય ભાષા સંસ્કૃત કરતાં પણ જૂનાં છે અને તેથી તેને આદિ ભારતીય ભાષા તરીકે જોવી-ગણવી જોઈએ.

ઋગ્વેદમાં એનો - ભીલોનો - દસ્યુ તરીકે ઉલ્લેખ છે. કથાસરિતસાગર, મહાભારતમાં શિવભીલડી સંવાદ જોવા મળે છે. રામાયણના કવિ વાલ્મીકિ, શબર ભીલ હતા. મહાભારતનું એકલવ્યનું ઉદાત્ત પાત્ર ભીલ હતું. સંહિતા અને બ્રાહ્મણ ગ્રંથોમાં નિષાદ તરીકે ભીલના ઉલ્લેખો છે. પુરાણોમાં ભીલ પ્રજાના સંદર્ભો બતાવાયા છે.

રામાયણ મહાભારત જેવા ભીલોનાં લોકમહાકાવ્યો ભીલ પ્રજાની અને ભીલી ભાષાની અતિ પ્રાચીનતા સૂચવી જાય છે. ભલે ભીલો પાસે ભીલી ભાષાનું લિખિત સ્વરૂપ નહોતું, પણ ભીલી ભાષા ભીલોના અસ્તિત્વ સાથે આદિકાળથી જોડાયેલી છે.

ટૂંકમાં, ભીલ પ્રજા અને ભીલી ભાષા માત્ર પ્રાચીન જ નહીં, અતિ પ્રાચીન કે આદિમ ભારતીય છે. અને તે સંસ્કૃતથી માંડી અર્વાચીન ભારતીય ભાષાઓથી સારી રીતે કંઠસ્થ પરંપરામાં પ્રભાવિત રહી છે. છતાં, તેનું આગવાપણુ સ્વીકારવું પડે તેમ છે. કારણ કે ભારતની લગભગ ૧૪ % આદિવાસી પ્રજામાં સંથાલ અને ગોંડ પછી ભીલોનું સ્થાન ત્રીજા ક્રમે આવે છે.

**સંદર્ભ સૂચિ :**

૧.ગુજરાતી ભીલીઓના શ્રી ગ્રિયર્સનના ભાષા સર્વેક્ષણ, ઈ.સ. ૧૯૦૭ ભા.૩ નો અનુવાદ - શ્રી કે.કા. શાસ્ત્રી.

૨.ગુજરાતી ભાષાઓનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ - શ્રી કે.કા. શાસ્ત્રી. ૧૯૬૫

૩.ગુજરાતી વાગ્વિકાસ - શ્રી કે.કા. શાસ્ત્રી. ૧૯૫૧

૪.ગુજરાતી સ્વરવ્યંજનપ્રક્રિયા (ટર્નર) અનુ. - શ્રી કે.કા.શાસ્ત્રી. ૧૯૬૩

૫.ગુજરાત એક દર્શન - શિવ પ્રસાદ રાજગોર. ૧૦૫૭

૭.૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત - મણિલાલ દ્વિવેદી. ૧૯૩૬

૮.પુરાતન દક્ષિણ ગુજરાત - મણિલાલ દ્વિવેદી. ૧૯૬૪

૯.ગુજરાત રાજ્ય ગેઝેટ્રસ, બ્રાન્ચ ડિસ્ટિકટ. ૧૯૬૨

૧૦.રાજના આદિવાસી છેલિયા - ડો. જયાનંદ જોષી. ૧૯૮૫

૧૧.રાજપીપળા વિભાગની આદિવાસી બોલી - ધ્વનિપ્રક્રિયા અને રૂપપ્રક્રિયા - ડો. જયાનંદ જોષી ૧૯૮૯

(ગ્રંથ ૧૦ અને ૧૧ બંને તેમના મહાનિબંધના જ પ્રકાશિત ભાગો છે)

## ભાષાનાં પ્રમુખ લક્ષણો

### કઠાલી-વસાવી ભીલીની ઉચ્ચારણ વિષયક મુખ્ય લાક્ષણિકતાઓ

૧. ગુજરાતી ભાષામાં 'સ' નો અઘોષ કઠાલીમાં 'હ' થાય છે : સાચુંનું હાચું, સોયનું હુય, સુથારનું હુથાર, સુતરાઉ નું હુતરાવ, સુરતનું હુરુત વગેરે.

૨.ગુજરાતી ભાષામાં 'શ' નો કઠાલીમાં 'હ' પર મોટો 'ઈ' અને અનુસ્વર થાય છે : આવીશનું આવીં, ખાઈશનું ખાહીં, જઈશનું જાહીં, કરીશનું કઅહીં, મળીશનું મીલહીં વગેરે.

૩. ગુજરાતી ભાષાના 'ઉ' પ્રત્યયનું કઠાલીમાં 'ઈહન' પ્રત્યય વપરાય છે : એવુંનું ઈહન્, તેવુંનું તહીન, જેવુંનું જીહન્ વગેરે.

૪. કેટલાક શબ્દો ગુજરાતીમાં 'ળ' પ્રત્યયનું કઠાલીમાં 'લ' પ્રત્યય થાય છેઃ નિશાળનું નિહાલ, કાળુંનું કાલો, તાળું નું તાલો વગેરે.

૫. ગુજરાતી ભાષામાં 'ધ' પ્રત્યયનું કઠાલીમાં 'દ' પ્રત્યય થાય છે : બધું નું બદો, સીધુંનું હિદો, રાંધ્યુનું રાંદ્યો વગેરે.

૬. ગુજરાતી ભાષામાં અંત્ય 'ભ'નું કઠાલીમાં 'બ' થાય છેઃ ઉભું નું ઉબં, મોભનું મોબ, લોભનું લોબ વગેરે.

૭. ગુજરાતી ભાષામાં 'સ'નો અઘોષ કઠાલીમાં 'હ' માં ઉમેરાતો 'અ' થાય છેઃ સમજુનું હમજુ,

સપનુંનું હપનઅ્ વગેરે.

૮. ગુજરાતી ભાષામાં 'છ'નું કઠાલીમાં 'સ' થાય છે : છત્રીનું ,સતરી છાસનું, સાહા.

૯ માન્ય ગુજરાતી ભાષામાં 'હ' શ્રુતિનો અભાવ અને કઠાલીમાં 'હ' નો લોપ થાય છે : કહુંનું કઉ વગેરે.

૧૦. ગુજરાતી ભાષામાં 'ણ' પૂર્વેના 'ર' નું કઠાલીમાં 'ય', 'અ' થાય છે : બારણુનું બાયણં, સાવરણીનું બાઅઠી વગેરે.

૧૧.ગુજરાતીમાં શબ્દારંભે આવેતો 'હ' કઠાલીમાં 'અ' ઉચ્ચારતો જોવા મળે છેઃ હાથનું આથ, હીકડાંનું આડકા, હસનું અહય્ વગેરે.

**કઠાલીની વ્યાકરણ વિષયક લાક્ષણિકતાઓ**

૧. કઠાલીમાં બહુવચનનો 'ઈ' પ્રત્યય થાય છે : તમે ને બદલે તુમી, આપણે ને બદલે આપી, અમે ને બદલે આમી વગેરે.

૨.બીજી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'ને' ને બદલે કઠાલીમાં 'આન' પ્રત્યય થાય છે : પિતાજી ને બદલે બાયસાન, પાડાને બદલે પાડાન વગેરે.

૩.બીજી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'ને' બદલે કઠાલીમાં ઙ્ઈનઙ્ગ પ્રત્યય થાય છે : માતાજી ને બદલે પાયસીન, પુત્રી ને બદલે પોયરીન, આંગળી ને બદલે અમઠીન વગેરે.

૪.ચોથી વિભક્તિ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં સાથે ને બદલે કઠાલીમાં 'હાતી' પ્રત્યય થાય છે : પિતાજી સાથે ને બદલે બાયસાહાતી, ખાટલા સાથે ને બદલે ખાટનાહતી, માતા સાથે ને બદલે યાયસીહાતી વગેરે.

૫.પાંચમી વિભક્તિ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'થી', 'માંથી'ને બદલે કઠાલીમાં 'થી', 'મને', 'મથી' પ્રત્યય થાય છે : પથ્થરથી ને બદલે અતરાથી, પગમથી ને બદલે પાગામને, નદીમાંથી ને બદલે ખાડીમથી વગેરે.

૬.છઠ્ઠી વિભક્તિ પુલિંગ ગુજરાતીમાં 'નો', 'ની', 'નુ', 'ન' ને બદલે કઠાલીમાં 'આ' પ્રત્યય થાય છે : મોરના ને બદલે મોરાઆ, કાગડાની ને બદલે કાગડાઆ, પાડાનું ને બદલે પાડાઆ વગેરે.

૭.છઠ્ઠી વિભક્તિ સ્ત્રીલિંગમાં ગુજરાતીમાં 'ના', 'ની', 'ન', 'ના' ને બદલે કઠાલીમાં 'એ' પ્રત્યય થાય છે : તપેલીની ને બદલે તપીલે, ઘુઘરીનો ને બદલે કુગરે, નદીની ને બદલે ખાડ્યે વગેરે.

૮.સાતમી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'મા' ને કઠાલીમાં બદલે 'આમ' કે 'ઉમ' પ્રત્યય થાય છે : છોકરામાં ને બદલે પોયરામ, નકશામાં ને બદલે નોકસામ, ડુંગરમાં ને બદલે ડોઅગામ વગેરે.

૯.સાતમી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'મા' ને બદલે કઠાલીમાં 'ઈમ' પ્રત્યય થાય છે : સાડીમાં ને બદલે હાળીમ, ગાયમાને બદલે ગાઈમ વગેરે.

૧૦.ભવિષ્યકાળમાં પહેલો-બીજો પુરુષ એકવચનનાં રૂપોમાં ગુજરાતીમાં 'ઈશ' ને કઠાલીમાં 'ઈહીં' પ્રત્યય થાય છે : આવીશ ને બદલે આવીહીં, જઈશ ને બદલે જઈશ જાહીં, મોકલીશ ને બદલે મોકલીહીં,

રડીશ ને બદલે રડીહીં વગેરે.

૧૧.ગુજરાતી ભાષામાં સહાયક છે નાં રૂપોનું કઠાલીમાં અંત્ય સ્વરનો હ્રાસ થાય છે : આ કોણ છે? ને બદલે આઁય કડુ સય?, આ મારું ઘર છે. ને બદલે આય માઁ કઅ સય વગેરે.

૧૨.કઠાલી ભાષામાં ક્રિયાપદના રૂપ માટે 'અન' એ પ્રત્યય ક્રિયાપદના આજ્ઞાર્થીને લાગે છે દા. ત., જ એ કઠાલી ભીલી આજ્ઞાર્થી એકવચનનું રૂપ છે અને બહુવચનનું રૂપ છે જાવ. તેને અનું એવું પ્રત્યય લાગીને જતારસનું - જવું એવું ક્રિયાપદનું મૂળરૂપ બને છે.

**કઠાલી ભીલીનાં પુરુષવાચક સર્વનામ**

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | **કઠાલી** | **ગુજરાતી** | **કઠાલી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | માઁય | હું | આમી | અમે |
| બી.પુ. | તું | તુ | તમી | તમે |
| ત્રી.પુ. | તો(પુ.) | તે(પુ.) | તીયા | તેઓ(પુ.) |
| | તે (સ્ત્રી. | તે(સ્ત્રી.) | તીઈ | તેઓ(સ્ત્રી) |
| | તીં (નપુ.) | તે(નપુ.) | | |

### કઠાલી પ્રશ્નવાચક સર્વનામ

| કઠાલી | ગુજરાતી | કઠાલી | ગુજરાતી |
|---|---|---|---|
| કળો | કોણ | કળાકોનું, કોના | કોની |
| કાંય | ક્યાં | કહં | ક્યારે |
| કેટલા | કેટલા | કેવોકેવું | કેવો |
| કીકમ | કેવી રીતે | કળદોક્યું | ક્યો |
| કા | શું | | |

### કઠાલી ક્રિયાવિશેષણો

| કઠાલી | ગુજરાતી | કઠાલી | ગુજરાતી |
|---|---|---|---|
| આમુ | હમણાં, અત્યારે | તહ | ત્યારે |
| થોડીવા | અથોડીવાર પછી | ઉતાવલ | જલ્દી |
| અચી | પછી | આમુજ | તરત જ |
| વલા | ઝડપથી | અવલા | ધીરેથી |
| ઉતાવલ | ઉતાવળથી | ઝાંઝ | ગુસ્સાથી |
| હરમાય | સરમાઈને | | |

## કઠાલીમાં કેટલાંક આજ્ઞાર્થી રૂપો

| | કઠાલી | ગુજરાતી | કઠાલી | ગુજરાતી |
|---|---|---|---|---|
| | ઉબાર | ઊભો રહે | દૉડ | દોડ |
| | સાલ | ચાલ | બહ | બેસ |
| | ગહ | ઘસ | | |

## કઠાલીમાં વર્તમાનકાળનાં કેટલાંક ઉદાહરણ

| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
|---|---|---|---|---|
| | કઠાલી | ગુજરાતી | કઠાલી | ગુજરાતી |
| પ્ર. પુ. | માઁય ખાદ | હું ખાઉ છું | આમી ખાજી | અમે ખાઈએ છીએ |
| બી.પુ. | તું ખાદ | તું ખાય છે | તમી ખાતાહા | તમે ખાઓ છો |
| ત્રી. પુ. | તે ખાહ્ય | તે ખાય છે | તે ખાતાહા | તેઓ ખાય છે |

## કઠાલીમાં ભૂતકાળનાં કેટલાંક ઉદાહરણ

| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
|---|---|---|---|---|
| | કઠાલી | ગુજરાતી | કઠાલી | ગુજરાતી |
| પ્ર. પુ. | માઁય ખાદો | મેં ખાધું | આમહાઁ ખાદા | અમે ખાધું |

| | | | | |
|---|---|---|---|---|
| બી.પુ. | તયં ખાદો | તેં ખાધું | તમહં ખાદો | તમે ખાધું |
| ત્રી. પુ. | તીયં ખાદો | તેણે ખાધું | તીયહં ખાદો | તેઓએ ખાધું |

**કઠાલીમાં ભવિષ્યકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
|---|---|---|---|---|
| | **કઠાલી** | **ગુજરાતી** | **કઠાલી** | **ગુજરાતી** |
| પ્ર. પુ. | માઁય ખાહીં | હું ખાઈશ | આમી ખાહું | અમે ખાઈશુ |
| બી.પુ. | તો ખાઅય | તું ખાઈશ | તમી ખાહા | તમે ખાશો |
| ત્રી. પુ. | તો ખાઅય | તે ખાયશે | તે ખાઅય | તેઓ ખાશે |

**ભાષાના નમૂના**

**વાર્તા જબરા જાણ ડોહા**

ડોહા આતના. તય જુવા હાસવા જાતના. ત ટાક્યા આપી આવતીત ચિતા નાડી ડોહા પુસઈ કે તુ કા પાજી નેતાલી. તા ડોહી કહાઈ ઓખીત કાળ. ડોહા કહઈ કિ બિયા બાજરી અન બિયા કુકડ. ત પાજી બનાઈ નેતાલી. બિયા બાજરી ટાક્યા પૂજયા. ડોહી કહઈ,- 'આમા ડોહા જબરા જાણ.'

પલા ડોહા પાસા અંદારામાં ઉઠયા ન જુવા જાહઈ. ડોહી કહઈ- 'હુંદાય તો ઓખીત કાળ્યો પણ આજ

ઓખઈ તાહા ખરા. ડોહી ટાક્યા ડોયાપ મૂકીત ન સાલી જાહઈ. હેંડે જાતન ડોહાન સુલઈ કિ આજ કા નેતાલી મંય? તઈ ઓખીત કાળ. ડોહા કહઈ કિ હુકાને માસને અની ટાક્યા. ડોહા ખાતને.

બીજે દી ખબર પડી કે ડોહા જાણ સઈ. મિયાં મહળ્યા સાર ખોવાઈ નીચ્યા. બીજે દી મિંયા ડોહા તાંઈ આલા. ત પૂણિયા નેતન ડોહા આપ. પૂણી પાલ. માં સાર મહળ્યા ખોવાઈન્યા. ડોહા ડોહીન કહઈ કિ સાર ટાક્યા પૂજિત આપ. ત મૈ મહળ્યા હોદા જાઉ. તાંયથી ટાક નેતન દી બુડતા આગ જાહઈ.

આગ એક તલાઈ આલા. ત હૂકા નીક્યા. પાંઈ નોહઈ. પાલે વડ. ટાક્યા મૂકી ડોહા મહળ્યા પાલાં વળાપ સડયા. ત એક તલાયામ પાંઈ દેખ્યો. ઉતરીતન પાંયવાલા તલાય સાનનો માંડયો. તીન તલાય જતેય રિયેય. સારમા તલાયામ મહળ્યા મગુના ઉતેત. તલાયા પાલેય જાતન ડોહાન તપાસ કઈની. મહળ્યા મગુના અી તિંયા કી વજિજયો. પસી મહળ્યા પાલીતન ડોહા આસા ક હિતા વલ્યા. ક આવીડોહીન ડોહા કહઈ,– 'જુ મિંયોન હાતાવા.' ડોહી જાતન મિયાંન હાત તાલી. ડોહા બઠા દાણા પાલા. મિંયા કહઈ,– 'ડોહાન કિ માં સાર મહળ્યા હોતાપઈ તો મંય તુન એક મહળી આપુ. મિંયાન કયો કિ સારમાં તલાયામ તો મહળ્યા સઈ. હાંક તાવ. માં દાણામ ઈહની આવેઈ. તાંયથી મિંયા મહળ્યા ક આંકતાલા. એક મહળી ડોહાન આપી દેદની, અની તીન મહળ્યા મિંયા ક નેજ્યા.

બીજા દી રાજા તાંઈ ખાતર પડીનો. બેન પોલિસવાલા ડોહાન હાદા આલના. ડોહાન પોલિસવાલા રાજા તાંઈ હાદી જિયા.જાતન હોના તારા ગોદડો પયનો તિયાપ ડોહાન બહાડીના. પોલિસવાલા ડોહાન પુસતેન કથ્થીક વા સઈ ? ડોહા કહઈ,– 'જુરેજુ નિંદા દી ઉગત તો ખબર નેંહી. ત પસીન ડોહ કહઈ,–

'પોલિસવાલા  તુમી યાંથીક જતારા. રાણી આવેઈ. રાણી આવેતીતન ડોહાન કહઈ કિ મા નામ નોહઈ નેતા અને સેલેતલ ઓવારે સઈ. પસી ડોહાન ઉંમત આલની. પસીન હાઉન તઈ રાણી જત્તીરી. આસા પોલિસવાલાન પુસા આલના. 'ડોહા અજુ કત્તીક વા સઈ ' ડોહા ઈટા જબાક આપ્યા. 'દી ઉગતા તુમાન બતાવી' પછીન અંદારામ પોલિસવાલા ડોહા હાદી જિયા. પછીન ડોહાએ પોલિસવાન કયો કિ સેલ ઉથનાવીત નાખ. તિયાતર તુમા સંદન આર સઈ. ઉતનાવીત પાલ્યો તિંયાતલ સંદન આર અતાત. તાંથી સંદન આર ક નેતાલા. તાંથી ડોહા આવેતીતન રોપથી ખાટનાપ બઠા.

રાજા પુછઈ,- 'ડોહા કાંયથી નેતાલા?' ડોહા કહઈ કિ મૈ પોલિસવાલાન નેતન ખાડી હાદીત જિયા. તાંય સેલેતલેથીક કાઢ્યો. રાજા કહઈ,- 'માં દાગીના હોદીના હોદીત આપ્યા. રાજા ડોહાન ઈનામ આપા હાદી જિયા. અને કયો કિ તો વથે જીતા રૂપ્યા ઉસકાય ઈતા નેત્જુ. ડોયાપથી ની ઉસકાય તો ગાડે કઈત નેત્જુ.

ડોહા કહઈ,- 'રૂપ્યામાં જોતા નહાં, મા કાળા જોવઈ. દહ હેર સંદીવાલા. ઘોડારમેં- કોળાપાયગામ ડોહા ઉતર્યા. રાજા કહઈ,- 'બદ્ધા કોળાપ આથનીખીત પાલ. જો કોળા હિંહારા મારઈ તો કોળા નેત્જુ.' એક કોળા ની ગાંગ્યા. અસીન ડોહાન બીજા પાયગામ નેત્જિયા. તાંય એક કોળાપ આત નાંખ્યા, તો કોળા ગાંગ્યા. ચાર પોલિસવાલા વઈતન બારા નેત નીકયા. ડોહાન કતેન કિ હાઉન ઉપ બહીજજુ, તુન આપી દેદા. બેન પોલિસ આગ, ને બેન પોલિસ પાસ, ન ડોહાન વીસમેં.

ડોહાન ક મેકા જાતેન. આગ એક આકળ આલા. તિયાહાતેન એક તીડ અતાત. પોલિસવાલા આકળા

હાતેનથી તીડ નેન નેદા. ડોહાન પુસઈ કિ મા આથામ કા સઈ ? તઈ ઓખીત કાળ. ડોહા કહઈ,- 'એક તીડ મટાવી તહાં બીજી ઉબી કઈ.' તાંહા પોલિસવાલા બોન્યા,- 'ઓખીત કાળ્યા. ડોહા જબરા જાણ.'

વાર્તા કહેનાર : કળવા સેંગા વસાવા, ઉંમર-૫૦, હજરપુરા. તા. નાંદોદ

**અનુવાદ**

**જબરો જાણતલ ડોશો**

એક ડોશો હતો. તે જુવારનું ખેતર સાચવવા ગયેલો. તેણે રોટલા આપવા આવેલી પત્નીને પૂછ્યું કે તું શેનું શાક લાવી છે? તો સામેથી ડોશીએ જ એને કહ્યું કે તું જ ઓળખી કાઢને ! ડોસાએ જવાબ આપ્યો કે બિયારણ માટેની બાજરીના રોટલા અને પ્રજનન કરવા રાખેલા કૂકડાનું શાક લાવી છે. ડોશીએ કહ્યું: 'મારો ડોસો તો ભારે જાણતલ છે.'

પેલો ડોશો બીજે દિવસે વહેલી સવારના અંધારામાં ઊઠીને જુવાર સાચવવા ગયો. ડોસી ભાતું આપવા ગઈ ને પૂછ્યું: 'કાલે તો ઓળખી કાઢેલું , પણ આજે ઓળખી બતાવે તો ખરો જાણકાર ! 'ડોસી ભાતું માથે લઈ, ખેતરને છેડે પહોંચી ને ડોસાને પૂછ્યું કે મેં આજે શું આણ્યું છે તે ઓળખી કાઢ. ડોસાએ કહ્યું કે સૂકાં માછલાં ને રોટલો. ડોસાએ ખાધું.

બીજે દિવસે વાત વધી કે ડોસો ભારે જાણકાર છે . મિયાંની ચાર ભેંસ ખોવાયેલી. બીજા દિવસે મિયો ડોસાને ત્યાં આવ્યો. ખોવાયેલી ચાર ભેંસની વાત કરી. ડોસાએ ડોસીને કહ્યું કે ચાર રોટલા ઘડી આપ, હું ભેંસો શોધવા જાઉં. રોટલા લઈને દિવસ આથમતાં સુધી શોધ કરી.

આગળ એક તળાવ આવ્યું. તે સૂકું હતું. પાણી નહોતું. પાળે વડ હતો. રોટલા મૂકીને ડોસો ભેંસો જોવા વડ પર ચડ્યો. ત્યાં એક તળાવમાં પાણી દેખાયું. ઊતરીને પાણીવાળા તળાવમાં શોધ કરી. એક પછી એક, એમ ત્રણ તળાવ જોયાં, તો ચોથા તળાવમાં ભેંસો હતી. તળાવની પાળે જઈને ડોસે તપાસ આદરી. ભેંસો જોઈ પાછો વળ્યો. ડોસાએ ડોસીને કહ્યું કે જઈને મિયાને બોલાવ. ડોસીએ મિયાને બોલાવ્યો. ડોસાએ બેસીને દાણા જોયા. મિયાએ ડોસાને કહ્યું કે મારી ભેંસો શોધી આપે તો એક હું તને આપીશ. ડોસાએ મિયાને કહ્યું કે જા, ચોથા તળાવમાં ભેંસો છે. હાંકી લાવ. દાણામાં એવું જોવા મળે છે. મિયાએ ત્યાંથી ભેંસો આણી. એક ભેંસ ડોસાને આપી અને ત્રણ મિયો ઘેર લઈ ગયો.

એક દિવસ રાજાને ત્યાં ખાતર પડ્યું. બે પોલીસવાળા ડોસાને બોલાવી ગયા. પડેલી ગાદી ઉપર ડોસાને બેસાડી પોલીસવાળાએ ડોસાને પૂછ્યું કે શું વાત છે? તો ડોસો કહ્યું, દિવસે ઊગ્યે ખબર પડે. તમે જતા રહો. પછી રાણી આવી. રાણીએ ડોસાને કહ્યું કે મારું નામ ના લેશો. વસ્તુઓ ઓવારાની સેલ તળે પડી છે. પછી ડોસાને હિંમત આવી રાણી આમ કહીને જતી રહી. પાછા પોલીસવાળાએ ડોસાને પૂછ્યું: 'ડોસા, હજી કેટલી વારે કહેશે?' ડોસાએ કહ્યું: 'દિવસ ઊગતા બતાવીશ.' પછી અંધારામાંજ પોલીસ અને ડોસો સાથે ગયા. ડોસાએ પોલીસવાળાને કહ્યું, આ સેલ ફેરવ. તેની તળે તમારો ચંદન હાર છે. સેલ હલાવીને જોયું તો ત્યાં ચંદન

હાર હતો. તે લઈને ઘેર આવી. ડોસો રોપથી ખાટલા પર બેઠો.

રાજાએ પૂછ્યુંઃ 'ડોસા કયાંથી લાવ્યો ?' ડોસાએ કહ્યુંઃ 'હું અને પોલીસવાળા સાથે ખાડી સુધી ગયેલા. ત્યાં સેલતળેથી કાઢી લાવ્યા.' રાજાએ કહ્યુંઃ 'મારા દાગીના શોધી આપ્યા તેથી ઈનામમાં તારાથી જેટલા રૂપિયા ઊંચકાય તેટલા રૂપિયા લઈ જા. માથે ન ઊંચકાય તો ગાડું કરીને લઈ જા.'

ડોશાએ કહ્યુંઃ 'મારે રૂપિયા નથી જોઈતા, મારે ઘોડો જોઈએ છે, દશ શેર ચંદી ખાય તેવો.' ડોસો અશ્વશાળામાં ગયો. રાજાએ કહ્યુંઃ 'બધા ઘોડાઓ ઉપર હાથ ફેરવી જો. જે હણહણે તે ઘોડો લઈ જા. એક ઘોડો હણહણ્યો નહીં. પછી ડોસાએ બીજા ઉપર હાથ ફેરવ્યો, તે હણહણ્યો. ચાર પોલીસવાળા સાથે બહાર નીકળ્યા. ડોસાને કહે : 'તું ઉપર બેસી જા, તને આપી દીધો.' બે પોલીસ આગળ ને બે પાછળ, વચમાં ઘોડા ઉપર ડોસો બેસી ગયો.

ડોસાને ઘેર વળાવવા જતા હતા ત્યાંથી પોલીસવાળાએ આકડા પરથી એક તીડ મુઠ્ઠીમાં લઈ લીધું ને ડોસાને પૂછ્યું કે મારા હાથમાં શું છે તે ઓળખી બતાવ. ડોસાએ કહ્યુંઃ 'એક તીડ પતાવી ત્યાં બીજી તીડ ઊભી થઈ.' ત્યાં પોલીસવાળા બોલ્યાઃ 'ડોશાએ ઓળખી બતાવ્યું. ડોસો ભારે જાણકાર છે. ૫'

**કંઠસ્થ સાહિત્યના નમૂના**

આથે કાપડે સીગલુડ સાબુ,
આથે કાપડે સીગલુડ સાબુ,
કાપડે તોવાતા વારે લાગી,

ચિઠ્ઠી વાંસીના વિચાર વાલીને,
કાપડે તોવતા વારે લાગી,
કેડાલે વાટે જોવાવા લેખારી બેના ?
સેવુંને વાટે જોવા વા લેખારી બેના.
કેડા ચિઠ્ઠી આલીવા લેખારી બેના ?
ધીરસે કાપડે તોવા લેખારી બેના.
બેને ગાઈ દેહાવા લેખારી બેના'

ભાવાર્થ : શકુન્તલાની માફક કયારેક વનબાળા પણ અન્યમનસ્કા બની, કપડાં લઈને જળાશયે ધોવા તો જાય છે, પણ પ્રેમપત્રથી પ્રેમીની પ્રતિક્ષામાં હાથમાંનો સનલાઈટ સાબુ કપડાંમાં ઘસવાને બદલે હાથમાં ઝાલી રાખી, પ્રિયતમમાં જ ખોવાઈ જાય છે. આવી મનઃસ્થિતિનું આ છે પૃચ્છાગીતઃ,

- હાથમાં કપડાં અને સનલાઈટ સાબુ રાખી હે શિક્ષિત બેની, તું કોની વાટ જુએ છે ? કપડાં ધોતાં કેમ વાર લાગે છે? બેની કોનો પ્રેમપત્ર આવ્યો છે ? પ્રેમપત્ર વાંચીને, પ્રસન્ન ચિત્તે શાંતિથી કપડાં ધો.

**હોળી ઉત્સવનું ઘેરૈયા ગીત**

આમીવો કાંટુની ગામો નાસનાર્યા,

આમીવો નાસણમાં સોબાલ્યો.
આમીવો સારુજયાં ઝુમકાલ્યા,
આમીવો નાસણમાં સોબાલ્યો.
આમીવો આમને ટુસકે માલાવો,
આમીવો નાસણમાં સોબાલ્યો.
આમીવો ટુસકેમ ટુસકે માલાવો,
આમીવો નાસણમાં સોબાલ્યો.
આમીવો તળાતાળી પીનાર્યા,
આમીવો નાસણમાંસોબાલ્યો.
આમીવો હીંદળા નીરો પીનાર્યા,
આમીવો નાસણમાં સોબાલ્યો.
આમાવો ટોચણ ટુસક્યા સાલાવો,
આમીવો નાસણમાં સોબાલ્યો.
આમાવો કેળે મસક્યા સાલાવો,
આમીવો નાસણમાં સોબાલ્યો.
આમીવો ચીણિયાં ચીણિયાં સોબાળ્યાવો,

આમીવો નાસણમાં સોબાલ્યો.

**ભાવાર્થ :** અમે ઘાંટોલી ગામનાં ઘેરૈયાં છીએ. ચારચારની જોડીમાં અમે સુંદર નાચીએ છીએ. આમલીની ચોટ જેવો સુંદર ઊંચો માંડવો- પિરામિડ- બનાવીએ છીએ. તાડની તાડી અને ખજૂરીનો નીરો પીનારાં અમે, ઘૂંટણીએ પડી, ઘૂંટણ મચકોડીને, અવનવી છટાઓમાં, જુદા જુદા ચાળામાં મનભાવન ઘેર રમીએ છીએ. અમારાં ઘેરનૃત્ય તો ચિત્તાકર્ષક હોય છે.

## સંબધસૂચક શબ્દો

| કઠાલી | ગુજરાતી |
|---|---|
| માંજી, યાયસી, આયસી, આઈસી, યાહકી | મા |
| બાહુકુ, બાહકો, બાહકુઓ, બા | બાપ |
| બોંહી, બોંઅહી, બઅહી, બાયા | બહેન |
| પોજાહ, પોજા, પોજાહા | ભાભી |
| સોકરી, પયરી, પૈરી, પોયરી | છોકરી |
| જમા, જમાં | જમાઈ |
| નાડી | પત્ની |

| | |
|---|---|
| વડી યાહી, આજલીહ | દાદી |
| કાકી, જીજી | કાકી |
| આજલીઃ (માની મા) | આજીમા |
| મામી, કુચી | મામી |
| બો,બોન,બયસી,બઈસી,બઈછી,બાઈ | બહેન |
| ભાય, પાવસા, પાવોહ, પાવોસા, પાઉ, દાદા | ભાઈ |
| વોવળીહ | નાના ભાઈની પત્ની |
| કન્ના, વોલ્લી | કન્યા |
| અહુરિયો, ખંદોળિયો, ખંદોલિયો | ઘરજમાઈ |
| વડા યાહા, આજલોહ (બાપનો બાપ) | દાદા |
| કાકો | કાકા |
| આજલોઃ (માનો બાપ) | આજાબાપા |
| મામો | મામા |
| મોડી યાહકી (માની મોટી બહેન) | માસી |
| મોડો બાહડો (માની મોટી બહેનનો પતિ) | માસા |
| મામો (બાપની બહેનનો પતિ) | ફૂવા |

| | |
|---|---|
| પોંગો, પોંગલી (પારકી છાપરી) | છાપરી |
| નોંદ, નોંઅદેહ | નણંદ |
| હાહુડી, અુઈ | સાસુ |
| માછી | અપરમા |
| ડુઈ | વૃદ્ધા, વડીલ સ્ત્રી |
| ડાયી | જેઠાણી |
| કાકો(માની નાની બહેનનો પતિ) | માસા |
| અુચી, ઓઈ, અુઈ,(બાપની બહેન) | ઓઈ |
| ગમારા, બામણે | મહેમાન |
| ડેઅહુ | દિયર |
| બોંહી | શોક, સપત્ની |
| હાહરો, મામો | સસરો |
| ડાયરો, ગયડો | વૃદ્ધ, વડીલ |
| ડાયો | જેઠ |

## રંગોનાં નામ

| કઠાલી | ગુજરાતી | કઠાલી | ગુજરાતી |
|---|---|---|---|
| કાલો | કાળો | પીવલો | પીળો |
| જાંબો | જાંબલી | નીલો | લીલો |
| કાકેળો, કાકળિયો | ગોરા | ભૂરો, ભૂખરા | વાદળી |
| રાતો | રાતો, લાલ | ગુલાબ્યો | ગુલાબી |

## શરીરનાં અંગો માટેનાં શબ્દો

| કઠાલી | ગુજરાતી | કઠાલી | ગુજરાતી |
|---|---|---|---|
| મુનકા ચોટ્યે | માથાના વાળ | ઉંબરો | અંબોડો |
| એમટી | આંખની પાંપણ | રૂંહગે | ગાલ પરની રૂંવાટી |
| છાતીપેરે ચોટ્યે | છાતીના વાળ | આથુ રૂંહગે | હાથની રૂંવાટી |
| ગુડગો, ગુડગા | ઘૂંટણ | થાપડી | થપ્પડ |
| દાંત | દાંત | બોસી | બોચી |
| આંતે | આંતરડાં | ડોંઆ | આંખ |
| કુલા | કુલા, નિતંબ | બુજના, બુબના | સ્તન |

| | | | |
|---|---|---|---|
| નાખુડી | નસકોરાં | ડોચકો | શિશ્ન |
| ભોચડી | યોનિ | ફેફડે | ફેફસાં |
| માંહ | માંસ | આટકો | હાડકું |
| કેહ, કેહેં | વાળ | છેંડી | ચોટલો |
| મુશ્યા | મૂછ | ખાક્યે | બગલના વાળ |
| ગાંડી ચોટ્યે | ગુદા પરના વાળ | પાગું રૂંહગે | પગની રૂંવાટી |
| પાટલી | પગની પાની | ખોબો, ખોબુ | ખોબો |
| જીબ | જીભ | ખોવો | ખભો |
| મુનકો | માથું | નોખ, નોખ | નખ |
| બુજલા, બુજલે | સ્તન | નાક | નાક |
| કાળ, લોવડો | શિશ્ન | પુદ, સોચી | યોનિ |
| ઝિલી | હૃધ્ય | રોગત, રોગતુ | લોહી |
| જાંગ | સાથળ | ડોંઆ | ડોળા |
| ચુટલી | ચોટલી | કોવડી | આંખની ભમર |
| કાનુપેરે ચોટ્ય | કાનના વાળ | હેટેં | ગુહ્યાંગોના વાળ |
| ખેટુ | એડી | આથ | હાથ |

| | | | |
|---|---|---|---|
| આજુ | હથેળી | ગોલો | ગળું |
| ડેડ | પેટ | ડાડી | દાઢી |
| ગાંડ | ગુદા | કાન | કાન |
| છોબળ્યા | હોઠ | નીચકો | શિશ્નનો અગ્રભાગ |
| નસ | નસ | આટકે | હાડકાં |

**સમયસૂચક શબ્દો**

| **કઠાલી** | **ગુજરાતી** | **કઠાલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| દિઃ, દી, દાર | દિવસ | | |
| હેબંલો દિઃ | રવિવાર | વાણ્યાવિ દિઃ | સોમવાર |
| ખાપરુ દિઃ | મંગળવાર | અક્કુલકુવો દિઃ | બુધવાર |
| રાયગળ દિઃ | ગુરુવાર | તોલદ્યો દિઃ | શુક્રવાર |
| ધનેરો દિઃ | શનિવાર | દિબુડવો | સૂર્યાસ્ત થવો |
| પંદરવાડિયો, | પખવાડિયું | અંદારિયો | કૃષ્ણપક્ષ |
| દહમા | દશક | હિયાળુ | શિયાળો |
| પોતળો આલેહ | માસિક ધર્મ | | |

| | | | |
|---|---|---|---|
| ટોવલે | મહિનાનાં મરઘીનાં બચ્ચાં | | |
| તીનીયા | બારમાની મરણોત્તર ક્રિયા | | |
| ગટકી | નીચી સ્ત્રી, નીચી છોકરી | | |
| અમું | હમણાં | હુંદાય | ગઈકાલે |
| આલો | આવ્યો | આરદી, આરેદી | અર્ધી |
| કથ્થીકવા | કેટલી વાર | બાગે બાગે | ધીમે ધીમે |
| વક્ક્ષાય | થઈ જાય | વગે, વગી | બાજુ, તરઅ |
| વઅતો | સાંજનું ખાણું | વઈજજીયા | મરી જવું |
| મીજજો | સારા માણસનું મરી જવું | | |
| આઠવાડ્યો | અઠવાડિયું | | |
| જોની | અજવાળિયું, | મયનાંઅ | મહિનો |
| ઉનાલું, ઉનાલ્યા | ઉનાળો | વોહરાત | વર્ષા |
| પાંગરો | બીજા દિવસની મરણોત્તર ક્રિયા | | |
| ઉતના, અતા, આતના | હતો | | |
| આલીઆવેી આદી રાતી | મધરાત | | |
| પરાપર રાતી | મધરાત | | |

| | |
|---|---|
| વેગળો, નારી, ન્યારી સવારનું ખાણું | |
| વોગરો, વેગીએ | સવારનું ખાણું |
| માંજન્યો | બપોરનું ખાણું |
| વગે, વગી | બાજુ તરફ |
| વાઅ | મોડું |
| હાન, હાના | નાનો |

**અંક સૂચક શબ્દો**

| કઠાલી | ગુજરાતી | કઠાલી | ગુજરાતી |
|---|---|---|---|
| એક | એક | ઈગ્યાર | અગિયાર |
| બેન | બે | બાર | બાર |
| તિન | ત્રણ | તેર | તેર |
| સાર | ચાર | ચોવુદ | ચૌદ |
| પાંસ | પાંચ | પંડર | પંદર |
| છોવ | છ | સોળ | સોળ |
| સાત | સાત | સત્તાર | સત્તર |

| | | | |
|---|---|---|---|
| આંટ | આઠ | અરાડ | અઢાર |
| નોવ | નવ | ઓન્નિ | ઓગણીસ |
| દહ | દશ | વિસ | વીસ |

**અંતર સૂચક શબ્દો**

| **કઠાલી** | **ગુજરાતી** | **કઠાલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| અયાં, અી | અહી | અળતે, પાહી અડીન, | પાસે, નજીક |
| આગેળ, આગ | આગળ | આપા | આ બાજુ |
| આગર | આગળ | તેપા | તે બાજુ |
| મોળે | બાજુમાં | મોહળા | પેલી બાજુ |
| આપ આસ | તારી પાસે | આદુર | અદ્દર |
| આંયાથી, આંયામથી - | અહીંથી | આડુલે | અડીને, ઓથે |
| ઉપ, ઉપો, ઉપેઅ | ઉપર | તલ, બગ, થુંડ | તળે |
| ઉમઠામ | ઉમરામા | કડણે | પાછળ |
| કાહી | કયાં | મીસમેં, વીસમેં | વચમાં |
| કેપા | કઈ તરફ | કેનારા | કયાંના |

| | | | |
|---|---|---|---|
| કોલો | બારણાનો ખૂણો | હુરી | તળે |
| થળેમેં | બાજુમાં | હાયળે | સાથે |
| ઓમા | દૂર હટ | ઓમર, ઓ માર | દૂર હટ |
| (માં) હારુ | (મારે) માટે | માંઈ, મઈ, મેં, મોંઈ - | માં અંદર |
| પેઅ, યોંમ | નીચે | મંય, બગ | માં, અંદર |
| નિસન, એઠા | નીચે | હુદીન, હુદી, લગ | સુધી |
| તોરતીઅ, પુંય | ધરતી | આભ | આકાશ |

**વસાવા સમાજનાં સંગીત વાદ્ય**

**વાદ્યના પ્રકાર :**

**ચર્મવાદ્ય : (૧) એક તરઆી (૨) બે તરઆી**

**(૧) મોટો ઢોલ :**

મોટો ઢોલ હોળીમાં વગાડવામાં આવે છે. ગેરીયાઓ હોળી પછી પાંચમ સુધી ઘરેઘર ફરીને ગેર ઉઘરાવે છે. ગેર ઉઘરાવવામાં બહેનો પણ જોડાય છે. વસાવા આદિવાસીઓમાં મુખ્ય વાજીંત્ર મોટો ઢોલ ખાસ વગાડવામાં આવે છે. તહેવારોમાં મોટો ઢોલ વગાડીને આખી રાત નાચે છે.

માટો ઢોલ બનાવવા માટે ઢોલ વગાડવા વાળા શોખીન માણસો જંગલમાં જઈ આગળથી જોઈ રાખેલ હોય, તે ઝાડ કાપી લાવે છે. મોટો ઢોલ તણસ, આંબો, સીમળો અને સાગ જેવા લાકડામાંથી બનાવવામાં આવે છે. ઢોલ બનાવવા લાકડાંને લંબગોળ કાપીને કેટલીક જુદી-જુદી માન્યતાઓને આધારે વિધિ વિધાનો કરીને તૈયાર કરવામાં આવે છે. તેની ઉપર વિવિધ પ્રાણીઓ પશુઓના ચિત્રોની કોતરણી કરવામાં આવે છે. જેની બંને બાજુ બકરાના ચામડા ચઢાવે છે. રંગબેરંગી રિબીન બાંધી સજાવી ઢોલની એક બાજુ હાથથી વગાડે છે અને તેને તાલ કહેવામાં આવે છે. બીજી બાજુએ ડામર લગાવે છે, જેને વાયણું કહે છે. ઢોલનો ઉપયોગ સુઃખદ કે દુઃખદ પ્રસંગોમાં વગાડવામાં આવે છે.

સામગ્રી :- આશરે ૩ ફૂટનું લાકડું, બકરો કે બકરીનું ચામડુ, દોરડુ, વાંસ

બનાવવા માટે વપરાતાં હથિયાર :- કુહાડી, રંધો, કરવત, પરાઈ

સામગ્રી :- લાકડુ, બકરાનું ચામડું, ખીલી

બે તરફી :

**(૨) તૂર :**

તૂરવાદન હંમેશાં થાળીના સતવારે જ કરવામાં આવતું હોય છે. આની પાછળ એવી પણ એક માન્યતા છે કે તૂર એટલે દેવનું અને થાળી એટલે દેવીની તૂરવાદન શુભ અને અશુભ બન્ને પ્રસંગે થતું હોય છે. ફેર એટલો કે શુભ પ્રસંગે વગાડવામાં આવતા અને અશુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા અલગ અલગ હોય છે. સાથે

કાંસાની થાળી પણ હોય છે. શુભપ્રસંગે વગાડવામાં આવતા ચાળા સાથે વિવિધ પ્રકારના ચાળાને અનુરૂપ નાચણું પણ હોય અને અશુભ પ્રસંગોએ વગાડવામાં આવતા ચાળા વખતે નૃત્ય હોતુ નથી. જેવી રીતે નૃત્યકારોએ નાચવું હોય એ ચાળાને અનુરૂપ ,,લ્હેરિયું ,, ગવાય અને એ રીતે વાદકોએ વગાડવું પડે. નહીતર નૃત્યકારો ,,નાઈ. . . . નાઈ,, બોલી ઈન્કાર કરે. યોગ્ય ચાળો વાગતાંજ નાચનારાઓ ઝૂમી ઉઠે અને નૃત્યનો ધમધમાટ થાય. ધાર્મિક વિધિના ટાણે જે દેવનો ચાળો વગાડે છે, ત્યારે નૃત્ય નહી પણ એમાં દેવોને રીઝવવાનો ભાવ માત્ર હોય છે.

અશુભ પ્રસંગ એટલે કે કોઈનું અવશાન થયું હોય ત્યારે જે ચાળા વગાડવામાં આવે એના થકી સાંભળનારામાં સંવેદના પેદા થતી હોય છે. વળી જુના સમયથી ચાલી આવતી આ પધ્ધતિમાં સંદેશા વ્યવહારના ટાંચા સાધનોની ખોટ પુરાતી હોય છે. કોઈનું અવશાન થતાં વગાડવામાં આવતો ચાળો વાગતાં આસપાસના લોકોને ખબર પડી જાય કે ક્યાંક અશુભ ઘટના બની છે. સબને લઈને  જે વિવિધ ક્રિયાઓ કરવામાં આવતી હોય તે પ્રમાણેના અલગ-અલગ ચાળા વાગતા હોય તે ઉપરથી આસપાસના સાંભળનારાઓને ખ્યાલ આવી જાય, કે હવે સબને સ્મશાને લઈ જવા માટે ઘરની બહાર આંગણે લાવી વિધિઓ કરવામાં આવી રહી છે. સ્મશાન તરફનું પ્રયાણ થઈ રહ્યું છે. સ્મશાને પહોંચી ગયા પછી પણ તે પ્રમાણેનો ચાળો વાગતો હોય છે. આમ અગાઉ આ તૂર વાદન જ આસપાસના ગામોમાં સંદેશો પહોંચાડવાનું કામ કરતું એમ કહેવાય તો ખોટું નથી. મરણ પછીની ક્રિયાકર્મ દાળા વખતે પણ તૂરના વિવિધ ચાળા વાગતા હોય અને તૂરના

ચાળા પ્રમાણે વિધિઓ આગળ ધપે હોય છે. કેટલીક વિધિઓમાં તૂર વગાડવાવાળી વ્યક્તિ મુખ્ય હોય છે.

લગ્ન જેવા સમયે તૂરવાળાનું સ્વાગત બહેનો દ્વારા કરવામાં આવે છે. નાની મોટી દરેક વિધિ સમયે તૂરવાદન અચુક હોય છે. લગ્ન ટાણે પીઠી લગાવવાના દિવસથી જ તૂરનો નાદ સંભળાતો હોય, પરંતુ માંડવાના દિવસે એટલે કે લગ્નના આગલા દિવસે રાત્રે તૂરનૃત્યની અનેરી રંગત જામે છે. સંપન્ન પરિવાર હોય, અને જો બે કે વધુ તૂર વાળાઓ ભેગા થયા હોય ત્યારે તૂરવાળાઓમાં સ્પર્ધા જામે છે અને એનો આનંદ નાચવા વાળાઓ ભરપુર માણે છે. તૂર વાળાઓને મનાવવા નાચવાવાળા એમના વાદને નાપસંદ કરી જમીન ઉપર બેસી જાય અને તૂરવાળા વિવિધ ચાળા વગાડી નૃત્યકારોને મનપસંદ ચાળા સાથે નચાવવા જાણે કે રીતસર મનાવતા હોય ત્યારે અનોખો માહોલ સર્જાય છે. નાચવામાં એવું નથી હોતું કે સૌ અલગ-અલગ નાચતા હોય ! પાંચ, દશ કે, પચ્ચીસ જેટલા નૃત્યકારો નાચવા માટે એકત્ર થયા હોય એ દરેક એક બીજાની કમરમાં હાથ નાખી, જોડી બાંધીને વિવિધ ચાળા સાથે નાચે છે. તૂર નૃત્યમાં ભાઈ બહેનો ભેગા જોડી બાંધીને નાચતા, જેના માટે ઝાવડો બાંધીને નાચુના એમ કહેવાતું.

આમ તૂરવાદન શુભ કે અશુભ બન્ને પ્રસંગોએ થાય છે. બન્ને પ્રસંગોના ચાળા અલગ અલગ હોય છે. શુભ પ્રસંગોએ નૃત્ય સાથે લ્હેરિયાનું ગાન પણ થાય છે. વિવિધ લ્હેરિયામાં આદિવાસી જીવન સાથે વણાયેલી બાબતો આનંદ, ઉલ્લાસ વગેરે જોવા મળે છે.

તૂર બનાવવાની સામગ્રી : આશરે અઢી ફૂટનું લાકડું, બકરો કે બકરીનું ચામડું, પાડાનું ચામડું (દોરડા તરીકે), વાંસ, મીણ અને ભાત

બનાવવા માટે વપરાતાં હથીયાર : કુહાડી, રંધો, કરવત, પરાઈ

બનાવટ :ગારા-માટીને ઘાટ આપી પકવામાં આવેલ નળાકારને કાંઠો કહેવામાં આવે છે. આ કાંઠાની એક બાજુનો વ્યાસ આશરે સવા ફુટ જેટલો અને બીજી બાજુનો વ્યાસ એકાદ ફૂટ જેટલો હોય છે. આકાંઠા પર બંને બાજુએ સારી રીતે કેળવાયેલું ચામડું ચઢાવી ચામડાની જ દોરીથી ત્રીસ-બત્રીસ કાણાંઓ દ્વારા કઠણ બાંધવામાં આવ્યું હોય. આરીતે ચર્મવાદ્ય તૂર તૈયાર થાય છે. જયારે તૂર વગાડવાનું હોય ત્યારે સૂરાવલિઓ સરસ રીતે રેલાય તેમજ અવાજ કડક થાય તે માટે ચામડાના મધ્ય ભાગે ભેણ લગાડવામાં આવે છે. આ ભેંણ એટલે ડાંગરની પૂળી સળગાવીને તેમાં રાંધેલા ભાતનું મિશ્રણ કરી બનાવવામાં આવેલ ચીકાસવાળો પદાર્થ. તૂરની સાથે લગભગ પોણા ફુટનો વ્યાસ ધરાવતી કાંસાની થાળી ઉપર લગભગ એટલી જ લંબાઈ ધરાવતી લાકડી પીટીને વગાડવામાં આવે છે. તૂર માટી તેમજ લાકડાંમાંથી પણ બનાવવામાં આવે છે. તૂર વગાડનાર તૂર બાજુ નજર કરતો નથી અને બીજી બાજુ નજર કરીને વગાડે છે.

**તૂરનૃત્યના ચાળાના પ્રકાર :**

(૧)ચાલતો ચાળો (૨) નાહતો ચાળો (૩) કુદાણ્યો ચાળો (૪) ગાંણ ગહાંટ્યો ચાળો (૫) દુલ્હો બ્હેરો (૬) ઉટ્ટ બેરા ઘેર ચાલ (૭) બે ડગલ્યો ચાળો (૮) પટેલ જોવડો તોવડો રા (૯) તીન ડગલ્યા ચાળો (૧૦) કોપોર કાચલી ચાળો (૧૧) પાંચ ડગલ્યો ચાળો (૧૨) ભાવાડ્યો ચાળો (૧૩) બઠો ચાળો (૧૪) ભગાતાયો ચાળો (૧૫) મોઘળી ઉભો (૧૬) ધીરી પગલી ચાળો (૧૭) ચીપ્ટી ભૂળ્યો ચાળો

(૧૮) ઘોડી ચાળો (૧૯) પટેલાયે આંગણે વાંકો તાડ ચાળો (૨૦) મોર ચાળો (૨૧) ધનજી ખંધાડ (૨૨) નંદી ખૂંટી (૨૩) અધ્ધો હંહલો (૨૪) ફૂટકી રોટલી ને પંદાર વાલ (૨૫) ઝુલાણ્યો

**(૩) ઢોલક, નરગા, તબલાં :**

ઢોલક ભજન કિર્તન વખતે અને સોંગાડીયા પાર્ટી વાપરે છે. ભજન વર્ષના ગમે તે સમયે કરવામાં આવે છે. ગામની ભજન મંડળી હોય તેમની પાસે આ બધાં વાદ્યો હોય છે.

સામગ્રી : લાકડું, દોરડું, મીણ, ચામડું, લોખંડની રીંગ

બનાવવાની રીત : લોકો ખાસ પોતાના ઘરે બનાવતા નથી, પરંતુ બજારમાંથી તૈયાર ખરીદીને લાવવામાં આવે છે.

એક તરફી

**(૪) તોતળી(તાસુ) :**

હોળીમાં ગોસાણા નૃત્ય કરવા આ ડાઅ લઈને ફરે છે. આ નૃત્ય ફક્ત પુરુષો જ કરતા હોય છે. બહેનો આ નૃત્યમાં સામેલ થતી નથી.

સામગ્રી : લાકડું અથવા પીત્તળના બનાવેલા તૈયાર વાંજિત્ર બજારમાંથી ખરીદીને લાવવામાં આવે છે. બકરાનું ચામડું, ખીલી

(૫) કાંઠો :

હોળીના તહેવારમાં આ વાદ્ય વગાડીને પુરુષો નૃત્ય કરે છે. માટલાને તોડીને ઉપરના કાંઠા પર બકરાનું ચામડુ ચઢાવીને વગાડવામાં આવે છે.

(૬) ડફ :

પહોળી પટ્ટીના વર્તુળની એક બાજુને ચામડાથી મઢી લેવામાં આવે છે. એક હાથે પહોળી પટ્ટી પકડીને બીજા હાથથી ચામડાની મઢેલી સપાટી પર આઘાત કરીને નાદ મેળવવામાં આવે છે. આ ડફ કદમાં એક ફુટ કરતાં વિશેષ વ્યાસવાળું હોય છે. નાના વાધને ડફલી કહેવામાં આવે છે.

ઝાડનું લાકડું કાપી સુકાવવા, કોચવું બકરાનું ચામડું એક દિવસ પાણીમાં રાખી બહાર કાઢી પતરીથી વાળ સાફ કરી જમીન પર પાથરી ખીલા રોપીને સુકવામાં આવે છે. ત્યારપછી વાંસની રીંગ બનાવી તેના પર ચઢાવવામાં આવે છે.

સામગ્રી : સીવણ, સીમળો(હાવરો), સાગણ, સાદળ, આંબો વગેરેનું લાકડું, બકરીનું ચામડું, રાસ, મીણ, વાંસની સડી,

**તંતુવાદ્ય :**

**(૧) રણેઠી(રોંઠીયો) :**

વસાવા સમાજમાં રણેઠીને રોંઠીયો કહે છે. હોળીના તહેવારમાં આ વિસ્તારમાં ગેરીયા બનીને ઘરે જઇ ઉઘરાવતા હોય છે. આ વખતે ગેરીયા બને તે લોકો આ રોંઠીયો બનાવીને વગાડે છે. આ રોંઠીયો વગાડીને નાચે છે, અને લોકોને મનોરંજન પુરું પાડે છે.

સામગ્રી : નારીયેળની કાચલી, તાર, વાંસ, બકરીનું ચામડું, કામઠી, પાતળી દોરી અથવા ઘોડાના વાળની દોરી.

**સુશિરવાદ્ય(ફૂકણી વાદ્ય)**

**વાંસડી :**

વાદ્ય બનાવવાની આવડતનું પહેલું પરિણામ વાંસળી છે. વાંસળીમાં પણ મોટી, નાની, પાતળી, જાડી, આડી અને ઉભી એવા અનેક પ્રકારો છે. મોટી અને જાડી વાંસળી ઘેરો મંદ સ્વર આપે છે. ટૂંકી અને પાતળી તીણા સ્વર આપે છે. આ બન્ને પ્રકારો લોક પ્રવાહમાં છે. માણસે જોયું કે વાંસ જ્યારે સુકાય છે, અને જીવડાએ કોરેલાં જુદીજુદી જગ્યાનાં છીદ્રોમાંથી જ્યારે હવા પસાર થાય છે, ત્યારે જુદીજુદી જાતના નાદ સાંભળવા મળે છે. આથી વાંસળી બનાવવાની પ્રેરણા મળી અને તે પ્રાથમિક ગાળામાંજ વાદ્યરૂપે

પ્રસિધ્ધ થયું. બંધિયાર નળાકારના એક છેડેથી વેગથી હવા ફૂંકવામાં આવે અને તે બીજા છેડેથી વા નીકળે ત્યારે વિશિષ્ટ નાદ મળે છે. આમાંથી જ હાડકાંની પોલી નળી અને મૃત પશુના શિંગડામાંથી હવા ફૂંકીને વગાડવાના વાદ્યોનો જન્મ થયો. વાંસની જાડી, પહોળી નળીના પાવા અને પ્રમાણમાં પાતળી નળીની વાંસળી એ મુખ્ય બે પ્રકાર છે. તેમાં પણ બીજા સુધારા વધારા થતાં એના અનેક પેટા પ્રકારો થયા છે. એક પાવાને બદલે જોડીયા પાવા, જેમાં સયુંક્ત સ્વર સંકળાયેલો છે. વાંસળીના છિદ્રને માત્ર આંગળાથી દબાવીને વિવિધ સૂર મેળવવાને બદલે નળીની અંદર છિદ્રને ડાટો મારી બુચ જેવી ઠેસી ગોઠવવામાં આવે છે. ઠેસી પાતળા વાંસની સળીમાં પરોવેલી હોય છે. વાંસળીમાં ફૂંક મારીને વાંસની આ સળીને નિયંત્રિત રીતે ખેંચીને અમુક છિદ્રો ખુલ્લાં રહે અને અમુક બંધ રહે એ રીતે ગતિ આપવામાં આવે છે.

બનાવટ : વાંસને ચાર-પાંચ કે છ છિદ્રો, હાંડકાની પોલી નળી શિંગડુ, ધાતું

હથિયાર : પાળીયું, કરવત, ફરચી, લોખંડનો સળીયો

**(૧) તાસા :**

તાસા-મંજીરા-કરતાળ જે એક એક હાથમાં એવા બે રાખવામાં આવે છે. તે તાલબધ્ધ રીતે એકબીજાને ઠોકવામાં આવે છે, એટલે એમાંથી અવાજ ઉત્પન્ન થાય છે. જે સંગીતમાં વધારો કરે છે. આ તાસા કાંસા, રૂપા, તાબું, પિત્તળમાંથી બનાવવામાં આવે છે.

**(૨) મંજીરાં :**

નાની રકાબી નાની થાળીમાંથી બનાવેલા હોય છે. એ પરસ્પર ટકરાતાં રણકાર ઉઠે છે અને દોરીની યુકિતને કારણે હાથનો સ્પર્શ થતો નથી અને રણકાર દબાતો નથી. એક થાળીની દોરી ચુસ્ત રાખીને બીજી થાળીનો છેડો લાંબો રાખીને પણ કુશળ કલાકાર અવનવી રીતે મંજીરા વગાડે છે. જલની માત્રા અને એના ખંડના આરંભના સમયે જ મંજીરાં ટકારાય છે. જેથી તાલનું સ્વરૂપ બંધાય છે. મંજીરાંનુ વાદન બીજાં તાલવાદ્યોનાં બોલ અને માત્રા સાથે મેળ લે છે. મંજીરાંનો પોતાનો પણ સાહજિક રીતે બંધાયેલો નિશ્ચિત ઊંચાઇનો સ્વર હોય છે. આથી ગાનારના કંઠના અવાજ સાથે મેળ કરવા માટે ચર્મવાદ્યને મેળવવામાં આવે છે.

**વાદ્ય વગાડવાના ચાળા અને નૃત્ય**

**(૧) ડકૂલીનૃત્ય :**

હોળીનો ડાંડ રોપાય ગયા પછી પંદર દિવસ સુધી બાળકો, યુવાનો અને સ્ત્રીઓ પોત પોતાની રીતે ઉત્સવનો ભાગ(આગ) લેવા નીકળે છે. આ બાળકો ઘરે-ઘરે જઈને પોતાની રીતથી નાચીકૂદી, ગીત ગાઇને ફાગ ઉઘરાવે છે. જે સમયે નાચતા નાચણાને ડકૂલીનૃત્ય કહે છે. આ નૃત્ય ગીત સાથે જોડાયેલું હોય છે.

**(૨) મોરાંનાચ(ભોવાગે):**

ગોસાંણાંનાચ દેહવાલી વસાવા આદિવાસી લોકોમાં પ્રચલિત નૃત્ય(નાચણું) એટલે ગોસાણાંનાચ આ નૃત્યમાં જાતજાતનાં પ્રાણીઓ તથા વિચિત્ર પ્રકારની મુખાકૃતિઓ ધારણ કરી નાચણું-કૂદણું થતું હોય છે. મુખની આકૃતિઓને લીધે આ નાચણાંને મોરાનાચણું કહે છે. મોરાંનાચ સામુહિક રૂપમાં હોય છે. હોળીનાં પાંચ દિવસથી ગેર નૃત્યનો એક પ્રકાર છે. પુરુષ વર્ગ આ મોહરાઓ ધારણ કરીને બીભત્સ-ભયાનક રસોનું નિર્માણ કરે છે. જેમાં જુદા-જુદા પ્રાણીઓનો હાવભાવ વ્યક્ત કરવામાં આવે છે. મોરાંનાચનો મુખ્ય આધાર મુખાકૃતિઓ હોય છે. જે લાકડા, ઝાડની છાલ, વાંસની બારીક કરાઠી, સુપડાં, શણના કોથળા, કામળા, તૂટેલા માટલાં, છાણાંમાંથી મોરા બનાવવામાં આવતાં, આ નાચમાં વીસથી પચ્ચીસ વ્યકિતઓ વિશિષ્ટ પ્રકારના મુખવટો પહેરે છે, આને ગોસાણા તરીકે ઓળખવામાં આવે છે. ગોસાણા એ વિશિષ્ટ પ્રકારનું પાત્ર છે. જેઓ લોકોને હસાવવા માટે ઢોંગ કરે છે.

**(૩) વ્યકિતગત ઢોંગનૃત્ય :**

હોળીનૃત્યમાં વ્યકિતગત ઢોંગનૃત્યનું ખૂબજ આકર્ષણ રહે છે. તેમાં જંગલી પ્રાણીઓનાં, બળદ અને ખેડૂતનાં, કાચીંડા, રિંછ, માસલાં પકડતી ડોશીનાં, દારૂડીયાના કે ભળતા વિચિત્ર વ્યકિતગત રૂપો લઈને નૃત્ય કરતાં હોય છે.

**(૪) ઢોલનૃત્ય, ઘેરૈયાનૃત્ય :**

ઘેરૈયા નૃત્યમાં સ્ત્રી અને પુરુષ બંને ભાગ લે છે. કયારેક પુરુષો સ્ત્રી વેશ લઇને જોડાય છે. આ નૃત્ય નાચવામાં આવે છે. ઘેર નચાવનાર એક મુખ્ય સૂત્રધાર પુરુષ હોય છે. જે ઘેરૈયાઓમાં ચાળા બદલીને નચાવે છે. આ પ્રકારની ઘેર શિસ્તબધ્ધ રીતે આખા ગામની શેરીમાં નાચે છે.

**(૫) લગ્નનૃત્ય :**

પહેલાંના સમયમાં લગ્નની તિથિ નકકી થઇ જાય તે દિવસથી જ નાચવાનું શરૂ કરી દેવામાં આવેતું તે લગ્નના અંત સુધી ચાલતું તેના પ્રકાર નીચે મુજબ છે.

દેહવાલી વસાવામાં ઢોલનાચણું પ્રચલિત છે. લગ્નની શરૂઆતથી લગ્ન પૂર્ણ થાય ત્યાં સુધી આ નૃત્ય થાય છે. જેમાં સ્ત્રી-પુરુષો, યુવાનો, નાના છોકરાં-છોકરીઓ પણ જોડાય છે. નાચનારાં એક હરોળમાં કમર કે ખભામાં મજબુત બંધથી પકડીને એડી દઇને પગના ઠેકા સાથે નાચતા હોય છે. કમરના લચકા ને શરીરના ઝૂકાવ નૃત્યનું આર્કષણ બને છે. આખી રાત સુધી આ નૃત્ય ચાલે છે. કયારેક ઢોલ વગાડવા માટે ઇનામ જાહેર થયેલ હોય તો પંદર-વીસ ઢોલ એક સાથે લગ્ન મંડપમાં વાગતા હોય છે.

**(૬) પાંજરી કે પાટલા નૃત્ય :**

આ નૃત્ય ઢોલના તાલે નાચવામાં આવે છે. આ નૃત્યમાં કન્યાને પાંજરી અથવા તો પાટલા ઉપર બેસાડીને વિધિપૂર્વક નવ ફેરા મંડપમાં નચાવવામાં આવે છે. આ નાચણામાં કુટુંબીજનો કે સગાંવહાલાં જોડાય

છે.

**(૭) વ્યકિતગત કૂદણું :**

વસાવા લગ્નના ઢોલનૃત્યમાં સમૂહ નાચણું જોવા મળે છે. તેમાંજ વ્યકિતગત નાચણાં પણ જોવા મળે છે. સ્ત્રી-પુરુષો પોતાની રીતથી ઢોલના તાલ સાથે વિવિધ ચાળાઓમાં નાચે છે.

**(૮) મોરાલી સિબલીનૃત્ય :**

દેહવાલી વસાવામાં મોરાલી સિબલીનું(સુશોભિત ટોપલી) ખૂબજ મહત્વ છે. જૂના સમયમાં આ ટોપલીના નવ પડ રહેતા હતા, તે નવદંપત્તિના નવજીવનના પ્રતિક બની રહેતી. આ સુશોભિત ટોપલીને સ્ત્રી કે પુરુષ વ્યકિતગત રીતે પોતાના જુદા-જુદા ચાળાઓમાં માથે મુકીને નાચે છે. આ સુશોભિત ટોપલીને કન્યા પક્ષથી સંતાડી દેવાનો રિવાજ છે. જયારે વરપક્ષ એનો દંડ ચૂકવે નહિ ત્યાં સુધી ટોપલી આપવામાં આવતી નથી.

**(૯) દેવનાચણાનૃત્ય :**

દેહવાલી વસાવા સમાજમાં દેવ-દેવીઓને રિઝવવા માટે વિધિ સાથે નૃત્યો જોડાયેલાં છે.

**(૧૦) માટલ્યાદેવનું નૃત્ય :**

ચોમાસા દરમિયાન વાડા કે ખેતરમાં ભાજીપાલો ઉગી નીકળ્યો હોય તેને ખાવાની શરૂઆત કરવા

માટે માટલ્યાદેવની પૂજા કરવામાં આવે છે. રાત્રિએ મોટો ઢોલ વગાડીને કુટુંબીજનો કે ગામ લોકો નાચતા હોય છે, માટે એને લગતા ગીતો ગાતા હોય છે. નાચણામાં પવિત્રતા જાળવે છે.

**(૧૧) બાલીનૃત્ય :**

વાંસના ડાંગમાં લોખંડના અમુક પ્રકારના પાન જેવા આકારની પતરીઓનો ઝૂંડ લગાવેલો હોય છે. આ ડાંગને ગામનો પૂજારો પોતાના ઘરે રાખે છે. વાઘદેવના આગલા દિવસે ગામમાં પૂંજ પ્રસાદ રૂપે અનાજ, મરચું, મસાલો ઉઘરાવવા નીકળે છે. તે સમયે ઘરના બારણા સામે બાલી જમીન પર ઠોકીને નાચે છે.

**(૧૨) વાઘદેવનું નૃત્ય :**

આ નૃત્યમાં કોઇ એક વ્યકિત અથવા ગામનો પૂજારો વાઘ બને છે. વાઘદેવના દેવસ્થળે આ વાઘ બનેલા વ્યકિતની પૂજા કરીને દૂધ વગેરે પાવામાં આવે છે. આ વિધિ દરમિયાન વાઘને ગામનો પૂજારો દેવસ્થળની ગોળ ચોતરફ ફેરવીને નચાવે છે. જેની સાથે કેટલાક વિશિષ્ટ શબ્દ ઉચ્ચારીને કીકીયારી મારવામાં આવે છે. પૂજારો વાઘ-વાઘ શબ્દ બોલે છે. વાઘ બનેલ વ્યકિત નાચતો જઇને હૂં..હૂં..કરીને વાઘ જેવો અવાજ કાઢે છે. તે સમયે બાળકો તેને માટીનાં ઢેફાં કે કાદવના ગોળાથી મારે છે.

**(૧૩) ભાદરવા બાવાનું નૃત્ય :**

ભાદરબાવા નૃત્યમાં ખૂબજ પવિત્રતા રાખવામાં આવે છે. સ્ત્રી અને પુરુષો બંને જોડાય છે. ડાફ, તાસુ,

ઠીંગણી, ઘૂઘરી, કરતાલ વગેરે વાદ્યો વગાડીને નૃત્ય કરવામાં આવે છે. એક-બે વ્યકિત પાસે લાકડાંમાંથી બનાવીને શણગારેલ ઘોડા ખભે પટ્ટાથી ટિંગાડેલા હોય છે. ઘોડો ભેરવનાર ઘોડાને જુદા-જુદા ચાળાઓમાં નચાવે છે, તે આકર્ષણનું કેન્દ્ર છે. કેટલાક પુરુષો તલવાર નચાવતા હોય છે. કયારેક આ નૃત્યમાં પુરુષો પોતાની છાતી ઉપર તલવાર મુકે છે. પૂજારો કે જાણકાર માણસ હોય તે તલવાર ઉપર ડાંગથી પ્રહાર કરે છે. આ રીતે શ્રધ્ધા રાખી પરીક્ષા થાય છે. આમ પગે ચાલતાં આ લોકો ભાદરવા ડુંગરે આવે છે. ભાદરવા બાવાને ઘોડા ચઢાવે છે.

**(૧૪) ડોગે દિવાલી નૃત્ય :**

દિવાળીના તહેવાર પહેલાં એક મહિનો પાલની ઉપાસના અર્થે આ દેહવાલી વસાવા ગામની બહાર રહે છે. ખૂબજ પવિત્ર રહીને દિવાળી નામના ડુંગર પર દિવાળી માતાના દેવસ્થળે પગે ચાલીને નાચતા પહોંચે છે. ડાફ, તાસા વગેરે વાદ્યો વગાડીને રસ્તામાં આવતાં ગામોમાં પસાર થતી વખતે આ નાચણાં નાચવામાં આવે છે. તીજયાનૃત્ય દેહવાલી વસાવામાં વ્યકિતના મૃત્યુ પછી બાર દિવસે બારમું કે તેરમું કરવાની પ્રથા છે. આ બારમાની રાત્રિએ થતા નૃત્યને તીજયા નાચણા તરીકે ઓળખાવવામાં આવે છે.

**(૧૫) તૂર-થાળી નાચણું :**

તૂર થાળી વગાડનાર કોટવાળીયા જાતિના લોકો હોય છે. આ તૂર થાળીના તાલ સાથે સ્ત્રી-પુરુષો સામુહિક નાચણું નાચે છે. પરંતુ મોટાભાગે સ્ત્રી પુરુષો છૂટા પડી વ્યકિતગત નાચણાં-કૂદણામાં માને છે.

આ નાચણું ઘરના આંગણામાં વચ્ચે લાકડાં સળગાવીને અગ્નિની ગોળ ફરીને નૃત્ય કરવામાં આવે છે. તૂર-થાળીના તાલમાં વાંસળીનો સૂર પુરાવાય છે. આ વાદ્યો વગાડનાર પણ સમુહમાં નાચતા રહે છે. જુદાં-જુદાં તાલ વગાડીને લોકોને ચાળાઓ બદલવાની ફરજ પાડવામાં આવે એ રીતે તેઓ વાદ્યો વગાડે છે.

**(૧૬) તલવારનૃત્ય :**

તૂર-થાળી, વાંસળીના તાલ સાથે એક બે વ્યકિત ઉપર નચાવતા હોય છે. પગમાં ઘૂઘરીઓ બાંધીને વિવિધ ચાળાઓ સાથે નચાવતા હોય છે. તૂર-થાળી વગાડનારની આગળ સળગતાં લાકડાંની નજીક તે નૃત્ય કરે છે.

**સંગીત, વાદ્ય અને નૃત્યનું શિક્ષણ :**

આવા પ્રકારના વદ્યો મોટા ભાગે મેળામાં, ધાર્મિક સ્થળોએ કે કોઈ મોટા પ્રસંગોમાં વગાડવામાં આવતાં હોય, અને તેને તમામ નાના મોટા લોકો જોતાં, સાંભળતા હોય છે. તેની નક્કલ કરીને ગોવાળમાં કે કોઈ પ્રસંગે મળતા હોય, ત્યારે જે પ્રકારના ચાળા હોય કે નૃત્યો, વાદ્યોનુ ં વારંવાર પુનરાર્વતન કરી મનોરંજન મેળવતા અને શીખતા હોય છે.

**સંગીત, વાદ્ય સાચવવાની રીત :**

ખાસ કરીને પોતાના ઘરમાં માળા પર લટકાવીને સાચવી રાખવામાં આવે છે. પાછલી પેઢી પણ આ

વાદ્યને જેમના તેમ સાચવીને મુકી રાખે છે.

**નાટકનો ઉદ્ભવ અને તેના પ્રકાર :**

વસાવા સમાજમાં નાટકનો ઉદ્ભવ પરંપરાગત રીતે પહેલેથી ચાલતો આવેલ છે. આમાં ખાસ કરીને સોંગાડીયા પાર્ટીઓ દ્વારા અલગ અલગ નાટકો ભજવવામાં આવે છે. જેવા કે સાસુવહુના ઝઘડા, ડાકણ કે ભુવા, વરસાદ, ધાર્મિક તહેવારો, શહેરોમાં મજૂરીએ જવું, બે કે વધુ પત્નીની વેદના, પરસ્ત્રીને ભગાડવાનો પ્રયાસ, બે શોક્યોની તકરાર, દારૂડીયા પુરુષની પાયમાલી, પોલીસનો સીતમ વગેરે માટે આ નાટકો ભજવવામાં આવે છે. તેમાંથી આપણે નીચે મુજબ એક નાટક કઈ રીતે ભજવાય છે તે જોઈએ.

**નાટકનો વિષય :**

નાટકમાં સમાજમાં શિક્ષણનું કેટલું મહત્વ છે, તેના ઉપર પ્રકાશ પાડવામાં આવે છે.

આ નાટકમાં મુખ્યત્વે સ્ત્રી અને પુરુષનાં પાત્રો જોવા મળે છે. નાટકમાં સ્ત્રીનું પાત્ર પણ પુરુષો જ ભજવતા હોય છે. નાટકમાં મુખ્ય પાત્રોમાં બે વિદુષક હોય છે, તેઓ વચ્ચે વચ્ચે પ્રેક્ષકોને મનોરંજન પુરું પાડતા હોય છે. આખા નાટકમાં કોઈ એક પરિવારનો કે આખા સમાજને સ્પર્સતી પરિસ્થિતિનું વર્ણન કરવામાં આવે છે. અને આની અંદર ગામના મુખી અને સરપંચનાં પાત્રો પણ ભજવતા હોય છે. આ લોકો સમાજની કે કુટુંબની પરિસ્થિતિનું કઈ રીતે નિરાકરણ લાવી શકાય તેનો ઉકેલ બતાવતા હોય છે.

**પાત્રોનો સ્ટેજ પર પ્રવેશ :**

કોઈ પણ ગામમાં નાટક ભજવવા માટે સ્ટેજ બનાવવામાં આવેલું હોય છે. સ્ટેજ પર એક કાપડનો પડદો લગાવવામાં આવેલો હોય છે. તેની બન્ને બાજુથી પાત્રો સ્ટેજ પર આવતા હોય છે.

**પાત્રોની વેશભુષા :**

ભૂતના પાત્રની સજાવટ માટે સુકા ઘાસનો ઉપયોગ, ચીથરા કે મકાઈ ડોડાના કાકડા કેરોસીનમાં પલાળી તેનો મશાલ તરીકે ઉપયોગ કરે છે. વણઝારા વણઝારીનો વેશ, ગોવાળ-ગાવાળણનો વેશ, ચાકર-નોકરનો વેશ, રાજા-રાણીનો વેશ, ડાકણ વગેરે વેશો ભજવાય છે. પહેલાંના જમાનામાં પરંપરાગત કપડાં પહેરીને નાટક ભજવાતું હતું. પરંતુ અત્યારના સમયમાં પરિવર્તન આવ્યું છે.

પુરુષઃ પેન્ટ શર્ટ

સ્ત્રી : ચણીયાચોળી કે સાડી

નાટકનું મુખ્ય આકર્ષણ : તે એના રોડાલી ગીતો, પ્રણય ગીતો, સ્ત્રી પાત્રોનો અભિનય, એમાં પુરુષ જ પાત્રો બને છે.

જોકર : લેંગો ઝબ્બો અને માથે વાળની વિચિત્ર ટોપી

**ભજવણીની જગ્યા અને સમય :**

આ નાટક મોટાભાગે ગામના ચોરા પર રાખવામાં આવે છે. મોટા ભાગે રાત્રીના સમયે નાટકની

શરૂઆત થાય છે અને આખી રાત ચાલતું રહે છે. દેવ મોગરાનો ઉત્સવ ઉજવાતો હોય તો ગામની ભાગોળેથી નાટકની શરૂઆત થાય છે અને રસ્તે ચાલતાં ચાલતાં છેક સુધી ભજવાય છે, અને છેલ્લે માતાજી ના મંદિરે પણ ભજવાય છે. કોઇ ગામમા સરપંચ કે મુખી પણ આ સોંગાડીયા પાર્ટીને આમંત્રણ આપે છે. ગામમાં આની તારીખ નક્કી થઈ ગયા પછી આસપાસના ગામમાં જાણ કરવામાં આવે છે. નાટકનું જયાં સ્થળ નકકી કરવામાં આવ્યું હોય ત્યાં લોકોની ભીડ મોટા પ્રમાણમાં નાટક જોવા માટે આવે છે.

**મેળા કથાઓમાં વ્યકિતગત વેશો :**

હોળી નૃત્યમાં વ્યકિતગત ઢોંગનૃત્ય વખતે ખૂબ જ આકર્ષણ રહે છે. આમાં જંગલી પ્રાણીઓનાં, બળદ અને ખેડૂતનાં, કાચીંડા, રીંછ, માછલાં, પકડતી ડોસીનાં, દારૂડીયાના કે ભળતા વિચિત્ર વ્યકિતગત રૂપો લઇને નૃત્ય અને નાટક કરતા હોય છે.

**સમાજમાં નાટ્ય વિશેનું શિક્ષણ :**

આવા પ્રકારના નાટકો મોટા ભાગે મેળાઓમાં, ધાર્મિક સ્થળોએ કે કોઈ મોટા પ્રસંગોમાં ભજવાય છે. તેની નક્લ કરીને ગોવાળમાં કે કોઈ પ્રસંગે મળતા હોય ત્યારે નાટકમાં જે પ્રકારના ચાળા થયા હોય કે ટૂચકા બોલાયા હોય, તો તેનું વારંવાર પુનરાર્વતન કરી મનોરંજન મેળવતા અને શીખતા હોય છે.

## સાહિત્ય

સાહિત્યના પ્રકાર : (૧) મૌખિક સાહિત્ય (૨) લેખિત સાહિત્ય

### (૧) મૌખિક સાહિત્ય

**હોળીની વાર્તા :**

એક કિંવદન્તી છે કે દાબના રાજાની સાત દિકરીઓ હતી. દોહરી, દિવાલી, હોળી, યાહામોગી, રાણીકાજલ વગેરે હતી. આ દરેક બહેન પાસે 'દાબમંડળના' સાત નાનાં-નાનાં રાજયોની જવાબદારીઓ હતી. રાણીકાજલ પાસે વરસાદ અને પાણી અંગેનું જ્ઞાન હતું. 'યાહા' પાસે અન્ન અને ખેતીનું જ્ઞાન હતું, તેવી જ રીતે હોળી પાસે પ્રેમ-શૃગાર અને સંસાર જીવનનું જ્ઞાન હતું. કહેવાય છે કે આ બધી બહેનો સાત રાજયોની પ્રજાને પોતાના જ્ઞાન વડે માર્ગદર્શન આપતી, તેથી પ્રજાને તેમના પ્રત્યે આદરભાવ હતો. તેમાંથી તેમને માતાનું સ્થાન લોકોએ આપેલું. દોહરીનાં નામ પરથી દશેરો ઉજવાય છે જેને દેહવાલીમાં 'દોહરા' કહેવાય છે. દિવાલીનાં નામ પરથી દિવાળી ઉજવાય છે અને 'યાહામોગી'ના નામથી દેવમોગરામાં મોટો મેળો ભરાય છે, આ મેળામાં મધ્ય પ્રદેશ, મહારાષ્ટ્ર અને ગુજરાત રાજયોના લોકો મેળામાં આવે છે. 'હોળી'ને 'ઓલી' તહેવાર તરીકે ઉજવે છે. એકવાર 'ઓલીબાય' તેમના જ્ઞાનને બાળકો અને યુવાનોમાં વહેંચતી હતી. તે ગામનાં બાળકોને પ્રેમ-સંસારના જીવનની વાતો કરતી, આજે જેને આપણે ખરાબ(અશ્લીલ)

સમજીએ તેવી ભાષામાં તે બાળકો યુવાનોને ગીતો ગવડાવતી. આ જોઈને ગામલોકોએ તેને દંડ ફટકાર્યો. દરેક ગામમાં 'હોળીબાઈ'ની મરણવિધિ કે ઉત્તરક્રિયાનો પ્રસંગ દર વર્ષે ઉજવવાનું કહેવામાં આવ્યું, તે આજદિન સુધી ચાલે છે, એવું માનવામાં આવે છે.

**હોળીગીતોનું મહત્વ :**

હોલીનો ઉત્સવ પ્રદેશે-પ્રદેશે અનોખી રીતે ઉજવાય છે. લોકો નાચવા-ગાવા અને વગાડવાની ત્રિવેણીમાં સ્નાન કરી આનંદનું રસપાન કરે છે. કોઈપણ સમાજમાં ગીતો, લગ્નગીત, પ્રણયગીત, હોળીગીત, ખેતી વિષયક ગીતો, હાલરડાં, મૃત્યુગીતો, દિવાસાનાં કે ઉજાણીનાં વગેરે ગીતો ગવાતાં હોય છે. માનવ મન અને અનેક ભાવોનો જે પ્રભાવ હોય છે, તે ગીતોમાં જોવા મળે છે. આમ આદિવાસી સમાજમાં લોક સાહિત્યને ઘણી રીતે તહેવારો પ્રસંગોએ તાજા કરીને સાચવી રાખવામાં આવ્યા છે. તેમનાં ગીતોમાં ઈતિહાસ, સામાજિક ભાવો, ધાર્મિકતા વગેરે છે. હોળી ગીતો એ ધાર્મિક પ્રસંગે કે તહેવારે જ ગાવામાં આવતાં નથી. આ ગીતો ગાવાથી લોકોમાં એકતા જળવાઈ રહે છે. આ ગીતો મુખ્યત્વે સમુહમાં જ ગવાય છે. ગીતો ગાવાથી લોકોમાં આનંદ અને ઉલ્લાસ થાય છે. એકબીજા પ્રત્યે લાગણી વિકસે છે. ખીજવણીનાં ગીતો ગાઈને મામા-ફોઈનાં છોકરાં-છોકરીઓને ખીજવવામાં આવે છે.

'લોકગીતોનું' સ્થાન ખુબજ મહત્વનું રહેલું છે. કારણ કે લોકગીતો દ્વારા મૌખિક સાહિત્ય અત્યાર સુધી લોકોનાં ગળામાં કંઠસ્થ રીતે રમતું અને સચવાઈ રહેલું છે. તેથી કોઈપણ સમાજનાં લોકોનું થોડુંઘણું

પરંપરાગત રીતે સચવાય રહ્યું છે. આમ આદિવાસી સમાજના લોકોમાં અને તેમના અંગઅંગમાં સાહિત્ય ખજાના તરીકેનું સ્થાન પામેલું છે. હોળી ગીતો દ્વારા સમાજ જીવનનું ચિત્ર ઉભું કરી આદિવાસીઓની એક અસ્મિતારૂપે લોકોના જીવન સાથે સંકળાયેલું છે.

સામાજિક જીવનમાં પણ 'હોળીગીતો'નું ખુબ જ મહત્વ રહ્યું છે. સમાજના દર્પણ સમા ગીતોમાં સમાજનાં મૂલ્યો જાણવા મળે છે. દેહવાલી ભાષાનાં હોળી ગીતોમાં ગુજરાતી શબ્દો જોવા મળે છે. ગુજરાતીમાં ગીતો નીચે મુજબ છે. 'ઓટલે કોણ બેસી રેલો માળી ઓટલે કોણ' આ ગીતમાં દિકરી અને મા વચ્ચેના વ્યાવહારિક સંવાદો છે. 'ચાંદ ચાંદુળી હો રાજ ચાંદ કયારે ઉગશે રે...' આ ગીતમાં ચંદ્ર અને તારાની વાત થઈ છે. 'સુરત જાજે મને બોલતો જાજેરે...' 'હીંદવાળી મારા મામનું ગામ છે.' ડુંગર ઉપર મીરચી રોપી ઝીણા ઝીણા પાન રે.... વગેરે છે.

હોળીના આગમનની સાથે પ્રકૃતિમાં થયેલા ફેરફારો આ ગીતોમાં વર્ણવાયા છે. 'આંબો આલો કાગુલ લેતો ઓલીબાય આલી ગોવારા' આ ગીતમાં આંબાના મોરને પત્રવ્યવહાર કહીને હોળીનાં આગમનને સુચવે છે. 'હાગ ફુલ્યો, તામુણ ફુલ્યો' આ ગીતમાં હોળી પ્રસંગે નૃત્ય કરતા ગેરૈયાઓનાં શણગાર આ ફુલો સાથે સરખાવ્યાં છે. 'જોડખી આંબા રોપલા તીહી બેઠિલો મોરે' વાટી પેરી મોવલી ટીપકેંજે ગોલેવયા' 'આંબો મોવર્યો મોવ મોવયા' 'આંબલી મુલે ચીકટે' 'ચીંબી જોળામેં દોબી નેવા ઓલીબાય' 'ડુંગર ઉપર મીરચી રોપી ઝીણા-ઝીણા રે' 'બોરી ખોજુમે લીમડી તુલે બોરે લાગ્યે નેવા મીઠીબોર.'

આ ગીતમાં હોળીના સમયે આંબાને મોર, ખાખરાને ફૂલ, વેલીઓની કૂપણો ફુટે છે તેથી આનંદ

અને ઉલ્લાસ થાય છે. પ્રકૃતિ પણ એટલી ખુશીથી છલકાય છે. આ તહેવારમાં લોકો ઉત્સામાં આવે તેનું વર્ણન આ ગીતોમાં છે. પ્રકૃતિમાં થયેલા ફેરફારોની સાથે માનવ હૈયાઓને પોતાનામાં ઉત્કંઠાતા ઉત્સાહમાં હોળીનો તહેવાર માણવાની આતુરતા વધી જતી હોય છે. આ ફૂલ ખીલશે એટલે આ તહેવાર આવશે એવું લોકો વિચારતા હોય છે. હોળીનો સંબંધ કૃષિ સાથે પણ રહેલો છે. હોળીનો તહેવાર આવે તે પહેલાં દેહવાલી સમાજમાં ખેતીનું કામ પૂર્ણ કરી ખેતરમાં જે પાક થયો છે. તેનો સારી રીતે ઘરમાં સંગ્રહ કરે છે. કોઈ ઘરેથી દૂર ગયું હોય તે પણ હોળીના પ્રસંગે ઘરે આવે છે.

આ ઉપરાંત હોળીગીતોમાં સ્ત્રીઓના જીવન સૌદર્યનું વર્ણન છે. સ્ત્રી-સ્ત્રી વચ્ચેના સંવાદો અને એકબીજા સાથેનો વ્યવહાર પણ જણાવ્યા છે. સ્ત્રીઓને ધ્યાનમાં રાખીને શૃગારિક  વર્ણન પણ કરવામાં આવ્યું છે. સ્ત્રી પોતાને કેવી રીતે શણગારે છે, એનાં વસ્ત્રો કયાંથી ખરીદે છે. એવી બધી  બાબતો ગીતોમાં વર્ણવી છે. આમ શૃગારનું વર્ણન કરતાં ગીતો  નીચે મુજબ છે. 'ઓલી વા બાયુ લાંબી સેંડા સેંડાલે માલ્યો ભોવર્યો ફૂલે' આ ગીતમાં હોળીના ચોટલાની અને ઓટલાને લગાવેલા ફૂલની વિશેષતા કરી છે. બીજુ એક રસપ્રદ હોળીના વર્ણનનુ ગીત પણ છે.

ઓલી બાય પાગે દેખુ ઝુમકાલીવા
ઓલી બાય નાચણો બી શબા દે.

નૃત્ય સાથે સંકળાયેલ ભાવ દર્શાવવામાં  આવ્યો છે. આ ગીતો 'કાગડા ગોલાજા' ઝીણી હાકુલ માને ઘડાવી દેરા હેજા' 'સાડી સેડો તો ઉડેવા ઉડા દે ...' ઓલી બાય ઉભા રેજો રે ઘાઘરો લેવાય. અહીં આ

ગીતોમાં હોળી બેનનાં અને હોળી પ્રસંગે ખરીદાતા પોષાક અને શૃગારનું નિરૂપણ જોવા મળે છે. ગેરૈયાઓ 'ગેરના' નૃત્ય માટે કપડાં, ઘરેણાં કે સ્ત્રી શૃંગારની વસ્તુઓ લેવા જાય છે, કેટલાક પજવણીનાં ગીતો પણ ગાવામાં આવે છે. જે નીચે મુજબ છેઃ

કોન બાવ્યા વેચેં માલા પાલુડી બેલ માલા
કલ્પેશ બાળ્યા વેંચે માલા પાલુડી બેસે માલા
કોન બાળ્યા લેહ માલા પાલુડી બેસ માલા
સંગીતા બાળ્યા લેહ માલા પાલુડી બેસ માલા

આ ગીતમાં મામા-ઓઈનાં છોકરા-છોકરીનું નામ આપીને પજવણી કરવામાં આવે છે. એવીજ રીતે બીજું ગીત પણ છે.

ઝાલી માવેલી ઝીણે મોવે પોળ્યેરા
ઓ આંબુળા પોયરા
બોહી હોરીને ટોપલીમ વિસોરા
ઓ આંબુળા પોયરા

આ ગીતમાં બે પ્રેમીજનો વચ્ચેનાં પ્રેમને વર્ણવ્યો છે. ગીતમાંની સ્ત્રી ભીલ વસાવા હશે, પરંતુ પુરુષ (યુવક)ને આંબુડા પોયરા કહીને પજવ્યો છે. એમાં શૃંગાર હાસ્ય કટાક્ષ વગેરે પણ છે.

**હોળીગીતો :**

આંબો આલો કાગુલ લેતો
ઓલીબાય આલી ગોવારી
આંબો આલો કાગુલ લેતો
ઓલીબાય આલી ગોવારી
ગાવું પોટલ્યો આતારી ટાકે
ઓલી બાય આલી ગોવારી
માહનાહ ખાતી હોરો નાહ પાતી
માહારાજ પાલે ઓલીબાય.

ભાવાર્થ : આ ગીતમાં હોળીનાં તહેવારનાં આગમનથી પ્રાકૃતિક તત્વોમાં થતા ફેરફારો વિશેનું વર્ણન થયું છે. આંબાના મોર ને પત્રવ્યવહાર સાથે સરખાવ્યો છે. આંબાના ઝાડ ઉપર મોર આવે અને હોળીની તૈયારીઓ થાય છે. ગામનો મુખી(પટેલ) હોળીને કેવી વધાવી લેશે તેનું વર્ણન ગીતમાં થયુ.

શબ્દાર્થ : આંબો - આવ્યો, કાગુલ - કાગળ, ગોવારી - મહેમાન, પોટલ્યો - ગામનો પટેલ કે મુખી
આતારા - પથારી, માહ - માંસ, હોરો - દારૂ (મહુડાનો દારૂ), પાલે - પાળવું

ઓલી વા બાય તુ કાહા રોગારી

બાય કાહા રોગારી.
તોજ નાંવુ કી જોડી નારાલ્યે વા બાય
જોડા નારાલ્યે.
ઓલી બાય તું કાહા રોગારી
બાય કાહા રોગારી.
તોજ નાંવુ કી હેવ્યા પાળલ્યા વા
બાય હેવ્યા પાળલ્યા.
ઓલી વા બાય તું કાહા રોગારી
બાય કાહા રોગારી.

ભાવાર્થ : અહી આ ગીતમાં હોળીના તહેવાર અને હોળીબેનનાં રિસામણાં વિશેનું વર્ણન છે. હોળીના માનમાં તેને લગતી સામગ્રી પણ લાવવામાં આવી છે, છતાં પણ હોળીબેન રિસાઈ ગયાં છે.

**શબ્દાર્થ :** કાહા - કેમ, રોગારી - રિસાઈ ગયેલી સ્ત્રી, હેવ્યા - ઘંઉના લોટમાંથી બનાવેલ સેવ

પાળલ્યા - પાડવી, તોજ - તારા, તારી

ઓટલે કોણ બેસી રેલો માળી
ઓટલે કોણ... (૨)

ઓટલે જમાઈ બેસી રેલો બેટા
ઓટલે જમાઈ... બેસી રેલો માળી..ઓટલે
સાડીનો સેડો સીધો બાધ બેટા
સાડી નો સેડો...
ઓટલે જમાઈ બેસી રેલો માળી... ઓટલે કોણ

ભાવાર્થ : અહીં આ ગીતમાં માં-દિકરી વચ્ચે સંવાદ રચાયો છે. જેમાં માતા દિકરીને શિખામણ આપે છે કે સામાજિક જીવનમાં એક દિકરીએ કેવી રીતે રહેવું જોઈએ અને સાંસારિક જીવનના વ્યવહારનું વર્ણન થયું છે.

શબ્દાર્થ : રેલો - રહેલો રહેવુ, માળી -માતા, સેડો - છેડો, પાલવ, બાંધ - બાંધવું

આમદાબાજુમ ગાડલ્યા જુપી જાહૂવાયા.
આમદાબાજુમ રે...લોલ
આમદાબાજુમ કાય-કાય લીહુવયા
કાય-કાય લીહુ
આમદાબાજુમ ગુલ ખોપરો લીહુ
આમદાબાજુમ કાય કાય લીહુવાયા
આમદાબાજુ મેરે ... લોલ

ભાવાર્થ : આ ગીતમાં બળદ ગાડલીઓ જોતરીને હોળીની ખરીદી માટે અમદાવાદ જવાની વાત કહી છે. અમદાવાદ માંથી શું-શું ખરીદી કરી લાવવાની અને મજાક મસ્તીની વાત અહીં થઈ છે.

**શબ્દાર્થ :** આમદાબાજુમ - અમદાવાદમાં, ગાડલ્યા - નાની ગાડલીઓ, જુપી - જોતરીને, જાહુ - જઈશુ જવું

કાયકાય - શું શું

આંબલી ડાગ મોદે બોઠો હેજારા
તું જે કાય હેજારા
આંબલી ડાગ મોદ બોઠાં હેજારા
તું જ કાય ગેજારા
એપલો મોદ ઉજાળી દેજે હેજારા
તુંજ કાય હેજારા
આંબલી ડાંગ મોદે બોઠો હેજારા
તુંજ કાય હેજારા

ભાવાર્થ : આંબલીની ડાળ પર મધ બેઠું છે અને એક યુવાન છોકરો પોતાના મામાની છોકરીને એ મધ પાડવાનું કહે છે. આ ગીતમાં મામા-ફોઇનાં છોકરાં વચ્ચેનાં લગ્ન સંબંધો માન્ય ગણ્યા છે.

શબ્દાર્થ : આંબલી - આમલીનું ઝાડ, ડાગે - ડાળખી, મોદ - મધ, હેજારા - મામાનો છોકરો, એપલો - પેલું

ઉજાળા - પાડવું, ચાવર્યો - ડંખ મારતું, કરડતુ, હેજીવા - મામા ઓઈની છોકરી

ઓલી બાય આલી ગોવારા
પોટલ્યા ઘર ફુચે.
કુગરાલો બાંણો તો પોટલ્યા ઘેર ર
કુગરાલો ચાપાલો તો પોટલ્યા ઘેર રે
કુગરાલો વેંણો તો પોટલ્યો ઘરે રે
કુગરાલો મુહલોં તો પોટલ્યા ઘેર ર
ઓલી બાય આલી ગોવારા
પોટલ્યાં ઘેર ફુચે ર

ભાવાર્થ : હોળી મહેમાન તરીકે આવે છે, અને સૌ પ્રથમ ગામના વડીલ એટલે કે મુખીનું ઘર પૂછે છે. પટેલ(મુખી)નાં ઘરનું વર્ણન આ ગીતમાં છે.

**શબ્દાર્થ :**ઓલી - હોળી, બાય - બેન, અુચે - પુછે, કુગરાલો - ઘુઘરાવાળુ, બાંણો - દરવાજો, ચાપાલો - લાકડાનો હિચકો

વેણો - પંખો, મુહુલો - મુસળ

હાન અુલ્યો તામુણે ફુલ્યો
રાતુ ફુલે માલે ગેરુયા
હાગ ફુલ્યો તામુણે ફુલ્યો
રાતુ ફુલે માલે ગેરુયા
રાતુ ફૂલ નેય શોબેતા
પાંગરા ફઉલે માલે ગેરુયા
હાગ ફુલ્યો તામુણે અુલ્યો
રાતુ ફુલે માલે ગેરુયા

**શબ્દાર્થ :**હાગ - સાગ, ફુલ્યો - ખીલવું, તામુણ - તામણનું વૃક્ષ, માલે - મારે (માથામાં ફુલ નાખવાનાં સંદર્ભ)

શોબે - શોભે, પાંગરા - ભાગરાનું વૃક્ષ / પાલા - ખાખરો, પલાસ

ડોગુલ દેખુ આલીવા ઓલી બાય
પોરે દેશુમે...
જોળી નારાલ્યે લાલીવા ઓલી બાય
પોરે દેશુમે...
ખાજુર કોપરો લાલીવા ઓલીબાય

પોરે દેશુમે...
ડોગુમ દેખુ આલીવા ઓલીબાય
પોરે દેશુમે...
આળા વાટ્યા લાલીવા ઓલી બાય
પોરે દેશુમે...

ભાવાર્થ : ગીતમાં એક નારી પાત્રની વિશેષતા તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે. હોળી કયાંથી આવે? તે ડુંગરમાંથી પરદેશમાં આવી આ.

**શબ્દાર્થ :**ડોગુમ - ડુંગરમાંથી, **પોરદેશુમ - પરદેશણાં, જોળી - જોડી, નારાલ્યે - નાળિયેરુલ** -ગોળ
ડાલ્યા -દાળિયા, લાલીવા - લઈઆવી, આળા - હારડા (ખાંડમાંથી બનાવેલ)
વાટ્યા - નાળિયેરની વાટી,

ઓલી વા ઓલી ઓલી બાય
રીંગણી ડોલાર્યો ટાકુરે ...(૨)
બોહવા બોહુ ઓલી બાય
રીંગણી ડોલાર્યો ટાકુર .... (૨)
ખોખલો વોલતી બોહી પોળીવા

રીંગણી ડોલાર્યો  ટાકુરે....(૨)
ઓલી બાય જાતરો જોળ્યો
રીંગણી ડોલાય ટાકુરે....(૨)

ભાવાર્થ : ગીતમાં હોળીના પ્રસંગને કેવા ભાવથી વધાવી લેવામાં આવે છે અને હોળીના પ્રસંગમાં મુખ્યત્વે નાચવું અને મહત્વને અનુરૂપ પરિસ્થિતિ દર્શાવવામાં આવે છે. ઉત્સાહમાં આવતાં નૃત્ય માટે બદલાતા ચાળાઓમાં પગના ઠેકડાઓમાં પણ છે અને સ્ત્રી શણગારની વાત કરવામાં આવે છે. ઘરેણાંથી સજેલ નારી કેવી રીતે હરેફરે છે, તેનું વર્ણન ગીતમાં થયું છે.

**શબ્દાર્થ :રીંગણી ડોલાર્યો ટાકુરે -પગના ઠેકડાથી આગળ વધવું,  બોહવા  -બેસો**

ખોખલો - ખખડતું, ઝણકાર (ઘરેણાનો અવાજ), જાતરો - મેળો

ઓલી આટારી ગેહલી યા
વાંણગા આરી ગેહલીયા
ગુંદવાયુ વોલ્યામે જોતે ટુટી ગેહલોંયા
ઓલી આટારી ગેહલીયા
વાંણગા આરી ગેહલીયા
સાગબારા ઈયા બારામે હિવલલો પાજાય ગેહુલોંયા

ઓલી આટારી ગેહલીયા આરી ગેહલીયા
વાંણગા આરી ગેહલીયા
ખાપરુ ઈયા બારાજો જુહરો પાજાય ગેહલોંયા

ભાવાર્થ : આ ગીતમાં સામાજિક જીવનનું દર્શન થાય છે. પ્રસંગ કે તહેવારમાં ખરીદી થાય તેવી રીતે હોળીમાં પણ 'વાણગા' એટલે કે વાણિયાને ત્યાં વસ્તુઓ ખરીદવા જાય ત્યારે થતી મુશ્કેલીઓનું વર્ણન અહીં છે.

**શબ્દાર્થ :આટારી - બજારમાં વસ્તુ ખરીદવા જનારી સ્ત્રી, વાંણગા -વાણિયા, ગુંદવાય - ગુંદવાણ ગામ**

જોતે - જોતરું (બળદના ગળામાં બાંધવાનું લાકડું), હિવલો - જુસરીમાં ભેરવીને બળદને રાખવાની લાકડાની વસ્તુ

જુહરો - જુસરી, ગેહલોં - ગયલુ, ગયુ,

જોડખી આંબા રોપલા તીંહીં બોઠલો મોરે...
તીહી બોઠલો મોર
ટાંગેં -ટોંગે જાજે મામા વિંદી માજે મોર
આંડલી-ચાટલી તોવજે અયુ મામો લાવે માહ
મામો લાવે માહા
ડોવલ્યો રોહો કેઅજે અયુ મામો હોદે રોહો...

મામો હોદે રોહા

ભાવાર્થ : આ ગીતમાં આદિવાસીઓના જીવન વ્યવહાર વિશેનું વર્ણન થયું છે. મામા અને ભાણેજ વચ્ચે જે સંવાદો છે. વારતહેવારે ભાણેજ મામાને ત્યાં મહેમાન તરીકે જાય છે. તે મામાને પોતાના સ્વજન છે એવી રીતે સમજે છે અને મામાને કેવી રીતે સ્વીકાર કરશે અને ફોઈ કેવી રીતે તેને રાંધશે અને કેવી રીતે પીરસે છે.

**શબ્દાર્થ :** જોડખી - જોડી (બે), રોપલા - રોપ્યા હતા, બોઠલો - બેઠેલો, ટોંગે ટોંગે - વાકાં વાકાં

વિંદી - વિંધવું નિશાનલગાવવું, આંડલી - હાંડલી (માટલી)

ચાટલી - લાકડાનો ચમચો, તોવજે - ધોવું

આંબલી તોલે પાખાંણે જીરમો-જીરમો જાહેર
પાંખાંણુ વાલો કેડો હાય જીરમો-જીરમો જાહેર
પાખાંણું વાલો નિતેશ હોય જીરમો-જીરમો જાહેર
પાખાંણુ વાલો પાતારી દિપિકા રાંડે જાહેરે
પાખાંણુ વાલો કેડો હાય જીરમો-જીરમો જાહેરે
પાખાંણુ વાલા કલ્પેશ હોય જીરમો-જીરમો જાહેર
આંબલી તોલે પાખાંણે જીજીરમો-જીરમો જાહેર

ભાવાર્થ : અહી ગીતમાં પ્રકૃતિનાં વર્ણનની અને આદિવાસી સમાજનાં લોકોની જીવનની વ્યવહારિક બાબતોનું વર્ણન






કરવામાં આવ્યું છે. અહીં એક ખેડૂત દંપત્તિની વાત કરવામાં આવી છે. ખેતરે જનાર યુવકને ભાથું આપવા જનાર સ્ત્રીની સાથે મામા ફોઈના છોકરા-છોકરીને લઈ પજવણી કરવામાં આવે છે.

**શબ્દાર્થ :** તોલે -નીચે, પાખણે - ડુંગરની તળેટીનો ભાગ, જીરમો- જીરમો - ધીમે-ધીમે, કેડો - કોણ

પાતારી- ભાથુ આપવા જતી સ્ત્રી

**માછલા મારવાનું ગીત :**

સેલ ! આપુંહુ મોડી ખાડીલે
સેલ ! આપુહુ ડોયારે જાહુંરા
સેલ ! તું પાલી લે જે રા
સેલ ! આંય આંસવી લેહેંરા
સેલ ! માને હુઆ ઉસાલેલા

ભાવાર્થ : આ ડોયરામાં પુરુષોની ખાસ તૈયારી જોવા મળતી નથી. તેમની પાસે એક રૂમાલનો ટુકડો માથે બાંધી લે છે. પહેરણમાં મોટો ચડ્ડો અને ખમીશ પહેર્યુ હોય છે. આ પુરુષો પાસે માછલાં મુકવા માટેનું સાધન હોય છે તેને 'ઢોપ્ટી' કહે છે. કયારેક નાનાં છોકરાંઓને ઢોપ્ટી ઉંચકવા માટે લઈ જવામાં આવે છે. નોવ્કો ચલાવવા માટે નોવ્કાનો માલિક સ્ત્રી પુરુષ ખાવાપીવા, તથા રહેવાની સગવડ આપે છે અથવા માછલાંનો ભાગ આપવામાં આવે






છે.

**ખાંબ મુકવાની વિધિમાં ગવાતા ગીતો :**

જાતરો જોડયોરે જોડાયોરે કાય કામુલે -૨
જાતરો જોડયોરે જોડાયોરે દેવા કમૂલે-૨
જાતરો જોડયોરે જોડયોરે ખાંબા કામૂલે-
જાતરો જોડયોરે જોડયોરે ખાંબા કામૂલે

શબ્દાર્થ : ખાંબ-ખાંબદેવ, મૃતાત્મા સ્મૂતિસ્તંભ

ભાવાર્થ : દેહવાલી વસાવા સમાજમાં અચાનક મૃત્યુ પામેલા વ્યકિતનો સ્મૃતિસ્થંભ રોપવા માટે મેળા ભરાય છે. એવા બીજા પણ મેળાઓ અને યાત્રા આ સમાજમાંથી ભરવામાં આવે છે. પરંતુ યાત્રા અથવા મેળા ખાંબદેવની સ્થાપના માટે ભરવામાં આવે છે.

પાગે પોડીને અલ તોડારે ફુલ તોડા.
ફુલે તોડીને આર માલારે આર માલા.
પાગે પોડીને આર ટાકારે આર ટાકા.
ખાંબુલ્યા દેવુલ આર ટાકારે આર ટાકા.

આમા બેનાલે આર ટાકારે આર ટાકા.
આરે ટાકીને પુંજ પાડારે શાક પાડા.
ગુલ્યા દુધુ શાક પાડા શાક પાડા.
ખાબુંલ્યા દેવુલે ખૂબ પિડારે ખૂબ પિડા.
પાગે પોડીને આર ટાકારે આર ટાકાં.

શબ્દાર્થ : આર માલા-ફૂલોની બનાવેલી હારમાળા

ભાવાર્થ : અહીં ગીતમાં ખાંબદેવના સ્થાપનાની વિધિ અને પૂજાવિધિનું વર્ણન કરેલ છે. આ ખાંબદેવ ખાસ ખાસ કારીગરે બનાવેલો હોય છે. જે સ્થાપનાની જગ્યા પર વિધિપૂર્વક, વાજતે-ગાજતે લાવવામાં આવે છે. પરંપરાગત પધ્ધતિથી તેને જમીનમાં ખાડો ખોદી તેમા ઊભા કરીને તેને શણગારે છે. ત્યાર બાદ એના નજીકના દિવસોમાં સળગાવે છે. જેને ફૂલોની માળા પહેરાવે છે અને પૂજા કરીને તેને દૂધ ધરાવવામાં આવે છે. ખાંબદેવની સંપૂર્ણ પૂજાવિધિ એ તેને હાથ જોડીને નમ્રતાથી પુરી કરવાની છે એવું આ ગીતમાં કહ્યું છે. ફુલમાળા બનાવવા માટે ફુલો લાવતાં પહેલાં તે છોડને પગે લાગીને તેના ફૂલો તોડવા જોઇએ એવું સૂચન કરેલ છે.

હાગા પાને ખોડ ખોકિડયો જુગા મેડિલે.
વોડા પાને ખોડ ખોકિડયો જુગા મેડિલે.
આમા ભાયાલે જાગો દેજેરા કાલ્યા મેગેરા.

આજયો દિહી જાગો દેજેરા કાલ્યા મેગેરા.
આમા બેનાલે જાગો દેજેરા પાન મિસરા.
આમા બેનાલે જાગો દેજેવા યાહામોગીવા.

શબ્દાર્થ : કાલ્યા મેગ-કાલા મેઘ, મેઘરૂપી દેવપાન મિસરા-પરમેશ્વર યાહામોગી-માતા મોગી, દેવમોગરા માતા

ભાવાર્થ : આકસ્મિક મૃત્યુના પંજામાં સપડાયેલા જીવને સાગના અથવા વડના સુકાયેલા પાનની ઉપમા આપી છે. આકસ્મિક મૃત્યુરૂપી ભયંકર વાવાઝોડું આવીને તેમાં સાગનું પાન સપડાયું અને તે વાવાઝોડામાં સપડાઇને આકાશના છેવટના સ્થાનમાં નિકળી ગયું. હવે કોઈને દેખાવા કે કોઈના સાથે આવવાનું કયારેય શકય નથી એવું આ ગીતમાંથી સૂચન કરેલ છે. ત્યારબાદ પરંપરાગત દેવદેવતાઓને યાદ કરીને તેમને આજીજી કરી આ જીવને એક દિવસ આશરો આપશો એવી વિનંતી કરેલી છે.

વાટી વેલ્યા વોડૂ એકુજે પાન રે એકુજે પાન.
આમા બેના લિલે માનરે લિલે માને .
કાલ્યા મેગે તુ લિલે માનરા લિલે માને.
યાહા મોગી તું લિલે માનરા લિલે માને.
કાલા કુળબી લિલે માને તુ લિલે માને.
રાજા પોંડેવા લિલે માને તુ લિલે માને.

રાજા પાંડા લિલે માને તું. છ્લલે માને.
વિના દેવે તુ લિલે માને તું લિલે માને.
હારુ પાંડોરે લિલે માને તું લિલે માને.
આમા બેના લિલે માને તું લિલે માને.

શબ્દાર્થ : કાલો કુળબીનો દેવકળબી લોકો કુળ પુરુષ રાજા વોડવા-બડવાના રાજા-રાજા પાંઠા-દેહવાલી વસાવાનો એક દેવ -વિનાદેવ-રાજા પાંઠાનો જોડીદાર -બેના-બેન

ભાવાર્થ : કોઈક વખતે કુટુંબમાંથી એકનો એક વ્યકિત આકસ્મિક રીતે મૃત્યુ પામેલ હોય તે સમયે ગવાતું આ ખાંબદેવનુ ગીત છે. વડના ઝાડને એક પાન હતુ. તે ખરી પડયું પહેલા દેહવાલી વસાવા અલગ-અલગ દેવી દેવતાને યાદ કરીને આ એક જીવને માન સન્માંન કરી દેવ-દેવતાઓએ તેને આશરો આપવો આવી વિનંતી કરેલી છે.

જુગે તોરતી ખોલી ટાકી.
ખાબુલ્યા દેવે તું કાંહી આહી ?
જાતે જોમાતે રોડતે ફિરે ?
ખાબુલ્યા દેવે તું કાહી આહી?
યાહાકી બાહકો રોડતે ફિરે

ખાબુલ્યા દેવે તુ કાંહી આહી?
પાવૂહુ બોહી રોડતે ફિરે
ખાબુંલ્યા દેવે તું કાંહી આહી?

શબ્દાર્થ : યહાકી-માતા જોમાતે-સગાંસંબંધી કાંહી-કયાં

ભાવાર્થ : બધી જમીન આખો આકાશ શોધી કાઢયો કેટલો પણ શોક કર્યો કેટલી પણ બૂમો પાડ છે તો પણ એકવાર શરીમાંથી નીકળી ગયેલો જીવ પાછો આવતો નથી એવું આ ગીતમાં બતાવેલુ છે. અહી ખાંબદેવ એટલે ખાંભમાં આવીને દેવરૂપ પામનારા મૃતનો જીવ એવો અર્થ થાય છે.

ખાબુલ્યા દેવે તુ માહારી આવશે -યાહાકી રોંડે.
હોવર્યા ડિલુમે માહારી આવેરા-પાવૂહુ રોંડે.
ઓહતો-રોવતો હિજારીમે આવેરા બોહી રોંડે.
ઓહતો-રોવતો દોવડી આવેરા-યાહાકી રોંડે.
કિકર્યા ચાપાલાપે બોહીને આવેરા યાહાકી રોંડે.
હેલો-હુતો યાહાકીયે થોવ્યો રા માહારી આવે.
પોયરે ચાવરે રોડતે ફિરે રા માહારી આવે.
સિડીહી સિડીહી હોતે ફિરે રા માહારી આવે.

જાતે જોમાતે બોહિને રોંડે-માહારી આવે.
જાતે જોમાતે વાટે જોવે-માહારી આવે.

શબ્દાર્થ : હોવર્યા-ખાંબ મુકવાની વિધિ કરવાવાળો ભૂવો -હીજારી-દેવની પૂજા વિધિ માટે નો સોમાન મુકવાની ટોપલી

ભાવાર્થ : આકસ્મિક મૃત્યુ થયેલાં વ્યકિતના નામનુ સ્મૃતિસ્થંભ બનાવી તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરાવવી મરેલાનો જીવ ખાંબદેવમાં લાવવા માટે પૂજા કરનાર પૂજારાના શરીરમાં આવે છે, એવી માન્યતા લોકોમાં રહેલી છે.

પોયરીલે વેચુ-વેચુ કેહે ઓ બાહકો
પોયરીતે વેચી તીદીહ રીયોઓ બાહકો
પોયરીતે વેચુ- વેચુ કેહેએ યાહકી
પોયરીતે વેચી તીદીહ રીયીએ યાહાકી

ભાવાર્થ : આ ગીતમાં ગીતારીઓ  કન્યાના માતા-પિતાને કહે છે, તે તમે તમારી દિકરીને પરણવા ક્હેતા હતા. એક દિવસ એવો આવ્યો કે આખરે તેને પરણાવી જ દીધી. આ ગીત દ્વારા ગીતારીઓ કહે છે કે કન્યાની ઈચ્છા ન હતી તેમ છતાં તેને પરણાવી દીધી છે.

પોંચુમે નાંય બોહતો બાહકો વેહેવારે વેઅતો નાંયે,

કામુવાલી પોયરીરા બાહકા રોળે કિહવાની
હોવુવાલ્યા લીલ્યા નોરયા એકી દેરા બાહાકા
જોનમો દેનારી યાહાકી રોળે કિહવાની

ભાવાર્થ : આ ગીતમાં ગીતારીઓ કહે છે કે પિતા તમે પંચમાં ન બેસતા તો સગાઈ ન થતી કેમ કે તમારી કામ કરવાવાળી દિકરી રહે છે શું તમને દયા નથી આવતી ? સો-સો ની નોટો એકી દોકારમ કે જેણે જન્મ આપ્યો છે, એવી માતા પણ આજે દયા આવે એવી રડે છે. આ પૈસાનું માની મમતા આગળ કંઈજ ગણના નથી ? આ ગીતમાં પણ કન્યાને કમને પરણાવી છે. એ ગીતારીઓ ગીત દ્વારા વ્યક્ત કરે છે.

પીપલુ પાનુમેં સોગાય તીહું આખો બેના,
પાતા પાનુંમે સોગાય તેંહી
મામા - અયુમે સોગાય તીહું આખો બેના
પારેજાતી મેં સોગાય તેદી
સુરત સીટીમાં સોગાય તીંહુ આખો બેના
ઝુપડપટ્ટીમેં સોગાય તેદી

ભાવાર્થ : આ ગીતમાં ગીતારીઓ નવવધુના વિચારો પ્રગટ કરે છે. તેઓ કહે છે કે તું કહેતી હતી કે હું પીપળના પાનમાં સગાઈ કરીશ. સુરત જેવા શહેરમાં અને મામા ફોઈના સબંધમાં સગાઈ કરીશ. અંહી કન્યાના વિચારો બદલાયા

છે. તે ખાખરના પાનમાં આંતરસમાજમાં અને ઝુપડ પટ્ટીમાં સગાઈ કરી છે.

તોપતી ઉતીને સોગાઇ લેદી મામાઉળીલે વાટે જોવોરા,
માં ભાયા ચાલી આવો નદી કિનારે
હાવકેઝુળ્યે તાદાન ગોરીબે ઈસ્ટી પાળોંબી નાય,
મીલેરા માં બાયા ચાલી આવો જોંગલુ વાટીલે

ભાવાર્થ : આ ગીતમાં વરરાજાને ઠપકો આપવામાં આવ્યો છે કે, તમે તાપી ઉતરીને સગાઈ લીધી છે. હોડીની રાહ જુઓ છો. હોડીને આવતાં તમે નદીના કિનારે ચાલી આવો છો. તમને સાસરિયા મળ્યાં તે પણ ગરીબ છે. તેઓ એટલા ગરીબ છે, કે તમને બસનું ભાડું પણ આપી ન શકે આથી તમને જંગલના રસ્તામાં ચાલવું પડયું છે.

વાહાકાં ગાદીપે બોહીને વેવારે આપુ બેનાવા
કોટલાં ઉંદો -સુદોં વેવારે આપુ બેનાવા
કોટલા વેવારે નાંયે સાજે આમ બેનાલે
વાહાકા ચુલીંહી બોહીં  વેવારે આપુ બેનાવા
કોંટેલા સીડીહો બોહીને વેવારે આપુ બેનાવા

કોટલા વેવારે નાંયે સાજે આમ બેનાલે ૫.

શબ્દાર્થઃ વાહકા- વસાવા સમાજ, કોટલા- કોટલા સમાજ, નાંયે- નહીં સમાજ

ભાવાર્થઃ આ ગીત વસાવા સમાજમાં સગાઈની વિધી દરમિયાન ગાવામાં આવે છે. વરવધુની માતાઓને ચુલા પાસે બેસાડી દારૂની શાક પાડવામાં આવે છે. આ ગીતમાં એકબીજાની ઠઠ્ઠામશ્કરી કરવામાં આવે છે. એમાં કહેવામાં આવ્યું છે કે વસાવાઓમાં ગાદી પર બેસીને, ચુલા પાસે બેસીને સગાઈ થાય છે. તેનાથી વિપરિત કોટલા સમાજને ઠઠ્ઠામશકરીમાં કહેવામાં આવ્યું છે કે એમની રીત ઉલટ-સૂલટ હોય છે. એમને તો ઘરની પાછળ બેસીને સગાઈ થાય છે. ગીતારીઓ કહે છે કે આવી રીત અમારી બેનને શોભતી નથી.

તુલ વોરાળુ રીત નાંય માલુમેં મોડી બોલીને આલીવા યોગી
તુલ હોના હાકુલે આખી તાંહા ચાંદી હાકુલે લાલીવા યોગી

**શબ્દાર્થઃ**

આલીવા- આવી છે
લાલીવા- લાવી છે
સાકુલા- ચાંદીની નવ તોલાની ચેન

ભાવાર્થ : જયારે વસાવા સમાજમાં સગાઈ થાય છે. ત્યારે વરપક્ષ તરફથી કન્યાને ભેટમાં નવ તોલાની ચાંદીની ચેન

આપવાની હોય છે. આ સંદર્ભે વરરાજાની બેનની ઠઠ્ઠામશકરી કરવામાં આવે છે. ગીતારીઓ કહે છે કે તને લગ્નની રીત ખબર નથી ને મોટી બનીને આ લગ્ન પ્રસંગમાં આવી છે. કારણકે તેને ચાંદીની ચેન નહિ પરંતુ સોનાની ચેન કીધી હતી. તેમ છતાં તે ચાંદીની ચેન લાવી છે.

ખોટો હોવાયો ભાયાં ઠાલીમે ટાકયો રે
નાંવે ખોટોરા બાયા દરશન ખોટો રે
ખોટો હોવાયો શીલાં ઠાલીમે ટાકયોવા
નાંવે ખાંટો વા શીલા દરશન ખોટોવા

**શબ્દાર્થઃ**

હોવાયો- એક રૂપિયો, ઠાલી- થાળી, નાંવે- નામ

ભાવાર્થઃ આ ગીતમાં ગીતારીઓ વરરાજાની મશ્કરી કરે છે. જયારે વરરાજા કન્યાને ભેટ આપે છે. તેવા સમયે તેણે જે થાળીમાં એક રૂપિયો નાખ્યો છે તે પણ ખોટો છે, આથી વરરાજાનું નામ પણ ખોટું છે. તેનું દર્શન પણ ખોટું છે. એવી જ રીતે વરરાજાની બેન અંગે પણ મશ્કરી કરવામાં આવી છે.

**કંકોતરીનાં ગીતો**

રોંગલા ચોખા તુંયુંહ કાહાનાહા વેર્યા વેરી દેવા બેના
ચોખા વેરતીતા દોસેદાર્યા અવત્યા વેરી દેવા બેના
ચોખા વેરતીતા ગીતાર્યા બી અવત્યા વેરી દેવા બેના

**શબ્દાર્થઃ કાહાનાંહા- કેમ નહી, વેર્યા- નાખવું, ગીતાર્યા- ગીત ગાનાર છોકરીઓ**

ભાવાર્થઃ વસાવા સમાજમાં પહેલાંના સમયમાં કંકોતરી લખવાનો રિવાજ ન હતો. તેના બદલામાં હળદરથી ભેળવેલાં ચોખા નાખી ઘરે- ઘરે નોતરું આપવાનો રિવાજ હતો. ગીતારીઓ કન્યાને કહે છે કે તે ચોખા કેમ નથી વેર્યા ન વેર્યા હોય તો, વેરી દે જેથી તારી બહેનપણીઓ તેમજ ગીતારી છોકરીઓ પણ આવે આમ આ ગીત દ્વારા જે આપણી જુની પરંપરા હતી તેનું દર્શન થાય છે.

કોરા કાગલુમેં ઝીણા અક્ષર લેખજેવા આપુ બેના
એકે પોતરીકો બોઅદા હાંવે મોકલેવા આપુ બેના
પોતરીકો વાંચીના બોંહી  વોરાળી આવવા આપુ બેના
બીજો પોતરીકો ખોનું ગાંવે મોકલેવા આપુ બેના
પોતરીકો વાચીનેઆજલોહ વોરાળ્યો આવવા આપુ બેના

**શબ્દાર્થઃ કાગુલ- કાગળ, લેખજે- લખજે, પોતરીકો- કંકોતરી, આજલોંહો- દાદા**

ભાવાર્થઃ આ ગીતમાં ગીતારીઓએ કન્યાને કોરા કાગળમાં ઝીણા અક્ષરથી કંકોતરી લખવા કહે છે અને ગામે-ગામ કંકોતરી વહેચવા કહે છે. જેથી એ વાંચીને સૌ સગાસંબંધી લગ્નમાં આવે.

બોઅદા ગાંવુ મેં બેના પોતરો કાહીના દેદો વા
પોતરા સીવાયે  બેના બોંહી કેહંકી આવે વા

શબ્દાર્થઃ પોતરો- કંકોતરી, કેહકી- કેવી રીતે

ભાવાર્થઃ આ ગીતમાં ગીતારીઓ કહે છે કે બોરદા ગામમાં કંકોતરી કેમ નથી આપી કંકોતરી વગર તારી બેન લગ્નમાં કેવી રીતે આવશે.  આમ  આ ગીત દ્વારા બહેનને ભુલી ગયેલી કન્યાને યાદ તાજી કરવામાં આવી છે.

**મંડપ મુહુર્તનાં ગીતો**

નોવેચોવેકુર્યો માંડુવે માંડુવે કેડા બોણાવ્યો વા માં બેના
નોવે ચોવેકુર્યો  માંડુવે, માંડુવે પાવુહ બોણાવ્યોવામાં બેના
નોવે ચોવેકુરી સિબેલી, સિબેલી કેડા બોણાવીવા માં બેના
નોવે ચોવેકુરી સિબેલી, સિબેલી ભાંગડા બોણાવીવામાં બેના

શબ્દાર્થઃ માંડુવે- મંડપ, નોવચોવેકુર્યો- નવ ખૂણાવાળો, સીબલી- ટોપલી, ભાંગડા- ટોપલી

બનાવનાર

ભાવાર્થઃ આ ગીતમાં ગીતાર્યા મંડપ અંગે કહે છે કે આ નવ થાંભલા વાળો મંડપ કોણે બનાવ્યો છે. એવી જ રીતે લગ્નમાં જે નવ ખૂણાવાળી ટોપલી છે તે કોણે બનાવી છે. તેના ઉત્તર રૂપે ગીતારીઓ કહે છે, કે મંડપ તો તારા ભાઈએ બનાવ્યો છે અને ટોપલી બનાવનારે બનાવી છે. આમ અંહી મંડપની સુંદરતા જોઈને ગીતારીઓ આશ્ચર્યભાવથી  ગીત દ્વારા મંડપની સુંદરતા અંગે પૂછે છે.

ભાયા ભોર્યો માંડુવે હાથરા ભાયા માંડુવે ઝોલો ઝોજલે
નાડી માંડુવે હાયવા નાડી માંડુવે ખાકાં ખેખરે

**શબ્દાર્થઃ ઝોલો ઝોજલે- ચળકે છે, ખાંકો ખેખરે- પાંદડા નાખીને બનાવેલ**

ભાવાર્થઃ આ ગીતમાં વરપક્ષ અને કન્યા પક્ષ એમ બન્ને પક્ષનાં મંડપની તુલના કરી છે. ગીતારીઓ કહે છે કે અમારા  ભાઈનો મંડપ તો ખૂબજ સુંદર છે. તે ઠાઠમાઠથી સજાવેલો છે. તેથી તે ખૂબજ ચળકે છે. જયારે નવવધુનો મંડપ તો વિવિધ પાંદડા નાખીને બનાવેલો છે. આમ અહીં કન્યાપક્ષની ઠઠ્ઠામશકરી કરવામાં આવી છે.

ચૌઠે પાળ્યો માંડુવે માંડવુમે વાજે માયકે,
તો દોસેદારે કોકી હાય કોકીલ માં ભુલોહો
આથુમે સોના આરેતી આરેતીમે ગોયો નાર્યો હાય,

જાતી જોમાતીલે મીલીલે તોઅ યાહકીલે ભુલો માં.

**શબ્દાર્થઃ ચૌઠે- આંગણે, વાજે- વાગે, દોસેદારે- બહેનપણી/મિત્ર, આથુમ- હાથમાં**

ભાવાર્થઃ આ ગીતમાં ગીતારીઓ કહે છે કે તારા આંગણે મંડપ છે અને મંડપમાં માઈક વાગે છે. આવા પ્રસગંમાં તું તારી બહેનપણીને ભુલી ન જઈશ હાથમાં સોનાની આરતી છે અને આરતીમાં નાળિયેર છે. તુ ંતારી જાત-જમાતને મળીલે પણ તારી જન્મ આપનાર માતાને ભુલીશ નહીં.

બેના નિલેગીરી સાંયુતો માંડુવે ઝોલા મારેહે
શીલા નાચણામે પોળી તો સાળી ઢીલી-ઢીલી.

ભાવાર્થઃ આ ગીતમાં એક નિલગગિરિનું વૃક્ષ છે. તેના છાંયડામાં બેનનો મંડપ છે અને મંડપ ચળકે છે. પરંતુ વરરાજાની બહેન આ મંડપમાં એવી નાચવામાં મગ્ન છે કે તેની સાડી ઢીલી થઈ ગઈ છે. એનું પણ એને ભાન નથી એ દર્શાવતી ગીતારીઓ વરરાજાની બેનની ઠઠ્ઠામશ્કરી કરે છે.

**હળદર ખાંડવાના ગીતો**

લીલી પીવેલી હેલુદે ખાંડિ઼્યામે ખાંડાય ર
લીલી પીવેલી હેલુદે ઉખેલામે ખાંડાય રે

લીલી પીવેલી હેલુ દે ધોનેટીમે દોલાય ૨
સોરી લોડી હેલુદે ડોગળા પે ખાંડાય ૨

**શબ્દાર્થઃ પીવલી-પીળી, હેલુદ-હળદર, ઉખેલામ-ઉખળમા, ડોગેળાપે-પત્થર પર**

ભાવાર્થઃ વસાવા સમાજમાં પીઠી ખાંડતી વખતે સૌ ગામ લોકોને આમંત્રણ આપવામાં આવે છે. સૌ સ્ત્રીઓ ભેગી થાય છે. ઉખળમાં નવ કુંવારી છોકરીઓને મુશળ પકડાવવામાં આવે છે અને હળદર કૂટાવવામાંઆવે છે તે દરમિયાન ગીતારીઓ આ ગીત ગાય છે.

હેલદી ચાર- વીસ ગાળી મેં આવે,
બેનાં તું ઠેસનુંહી રેજે વા
કાન્ત માલેગાળા ડાબામે આવે
દિપાળું દુરુજે રેજે ૨ા

શબ્દાર્થઃ ચાર-વીસ- ૪. ૨૦ ા સમયે સુરત- ભૂંસાવત રેલ્વે આવેતી હોવાથી તે સંદર્ભે
ઠેસનુંહ- સ્ટેશન, માલેગાળા - માલગાડી

ભાવાર્થ : આ ગીતમાં ગીતારીઓ કન્યાને ૪.૨૦ના સમયે આવતી રેલ્વેમાં હળદર આવે છે. તો તેની રાહ જોવા કહે છે વળી કહે છે કે વરરાજાની બેન માલગાડીમાં આવે છે તેથી તું દૂર જ રહેજે.

હેલદીતા બેલેદામે વેલાય રે ઝીણી બેનાવા
હેલદીતા તોલેદામે તોલાય રે ઝીણી બેનાવા
હેલદીતા કાયે  ભાવે વેચાય રે ઝીણી બેનાવા
હેલદી તા પાંચે પોયસે વેચાય રે ઝીણી બેનાવા

**શબ્દાર્થઃ વેલદામે- વેલદામાં,   વેલાય- મોટી થવી,   તોલદામે- તળોદામાં, પોયસે- પૈસા**

ભાવાર્થ : પહેલાના સમયમાં હળદરનું સૌ પ્રથમ ઉત્પાદન વેલદા ગામમાં થતુ હતું. ગીતારીઓ કહે છે કે હળદર વેલદામાં થાય છે, અને તળોદામાં વેચાણ થાય છે. તે પાંચ પૈસામાં વેચાય છે.

એકુજે ઘેળી હેલેદી રોકી રાખેવા બેના
મેરાતી જીજીલે આવેતાં વારે લાગીવા બેના

શબ્દાર્થઃ એકુજઘેળી- એક ઘડી, જીજી- માસી, મેરાલી- દયાળુ

ભાવાર્થઃ આ ગીતમાં ગીતારીઓ ગીત દ્વારા હળદરનું મહત્વ વર્ણવ્યું છે. સહુ કુટુંબીજનોની હાજરીમાંજ આ હળદર લગાડાવે છે. ગીતારીઓ કહે છે કે બહેન તમે પીઠી ચોળવાની રોકી રાખો કારણ કે તારી દયાળુ માસીને આવતાં વાર લાગી છે.

પૂંજાય તો વોરાળ્યો ઈઅ્દો પૂંજાયમાં આપુ ભાયા
પૂંજેહે તોઓ મેરાલી આજલી પૂંજેહમાં આપુ ભાયા
કુટાય તોઓ વોરાળ્યો ઈઅ્દો કુટાયમાં આપુ ભાયા
કુટેહ તોઓ મેરાલી બોંહી કુટેહમાં આવુ ભાયા
દોલાય તોઓ વોરાળ્યો ઈઅદો દોલાયમાં આપુ ભાય
દોલ્હે તોઓ મેરાલી કાકી દોલ્હેમાં આપુ ભાયા

## વાર્તા

### યાહામોગી માતા

ગુજરાતમાં સાતપુડાના દુર્ગમ ભાગમાં નર્મદા જીલ્લાના સાગબારા તાલુકામાં દેવમોગરા ગામમાં એક મંદિર છે. અહીં મહાશિવરાત્રીએ એક મોટી જાત્રા ભરાય છે. એક દિવસ દાબનો રાજા જંગલમાં શિકારે ગયો. દૂર થી રડવાનો અવાજ આવ્યો. અવાજની દિશામાં એ ગયો તો ઝાડ નીચે બેઠી એક બાળકી રડતી દેખાઈ. તે ૧૨ વર્ષના કાળનો સમય હતો. બાળકી દુબળી અને મરણના પંથે લાગેલી દેખાઈ. રાજાએ તેની પુછ પરછ કરી. એનું નામ મોગી હતુ. રાજાને એના પર દયા આવી એટલે એને મહેલમાં તેડી ગયો.

રાજાની રાણી દેવગોદારી સદ્ગુણી અને વિદુષી હતી. રાજા-રાણીને કોઈ સંતાન ન હતું. એટલે મોગીને પેટની દીકરી હોય એ રીતે ઉછેરીને મોટી કરી. મોગી સ્વભાવે આનંદી હતી. દેખાવડી અને પ્રેમાળ

હતી એટલે આખા કુટુંબને વ્હાલી હતી. દાબના રાજાને એક દીકરો એનું નામ ગાંડા ઠાકર હતું. મોગીએ એને પોતાનો સગો ભાઈ માન્યો. થોડાં વર્ષો વીત્યાં અને રાણીએ હેલાબ અને નિલાબ મામાની બે દીકરીઓ થઈ તોય મોગી એણે પારકી ન માની.

મોગી ઘરમાં આવે ત્યારથી રાજાના ઘરની ધનદોલત વધતી ગઈ. જે વર્ષે મળી તે જ વર્ષે પુષ્કળ વરસાદ પડ્યો. દુષ્કાળનું નામોનિશાન ન રહ્યું. રાજા પ્રજાને અનાજ વહેંચવા લાગ્યો.

પડોશમાં કરજણ નદીને કાંઠે ઘાણીખૂંટ નામનું નાનુ રાજ્ય હતું. ત્યાંનો રાજા તારાહામલ ને રાણી ઉનરાવાણું. એમનો દીકરો રાજા પાન્ઠો ગાંડા ઠાકુરનો જીગરી દોસ્ત હતો.

એક દિવસ રાજા ગાંડા ઠાકુર રાજા પાન્ઠાને પોતાને ઘેર લઈ આવ્યો. એ રાજા પાંન્ઠો મોગીને જોઈ ને એને ગમી ગઈ. રાજાએ બન્નેને પરણાવ્યા. રાજા પાંન્ડા અને મોગી દાબમાં રહેવા લાગ્યાં. પછી એમણે દેવમોગરાનું નવું ગામ વસાવ્યું. રાજા પાંન્ઠા અને મોગી દેવમોગરા ગામમાં રહેવા લાગ્યાં. રાજા પાંન્ઠા અને ગાંડા ઠાકુર એકબીજાની બહેનો સાથે પરણ્યા એટલે 'આટાસાટા' ભાઈ કહેવાયા. મોગીએ ગામના લોકોની સેવા કરી. એ મરીને સ્વર્ગમાં ગઈ. પછી રાજા પાંન્ઠા, ગાંડા ઠાકુર અને બધાં સગાંવહાલાંઓ મળી એની મૂર્તિ બનાવીને સ્થાપી એજ મોગી દેવીના નામથી પૂજાય છે. લોકોમાં એવી માન્યતા છે કે જે ઘર ઉપર મોગી દેવીનો આર્શીવાદ હોય એ ઘરમાં કશું ખૂટે નહી. મોગીદેવી ભુખ્યાને ખાવા આપે અને તરસ્યાને પાણી પાય એટલે લોકો એમની પૂજા કરે છે.

સાગબારાના વસાવા કુટુંબમાં મોગીદેવી વહુ થઈને આવી અને એમના સારા કામથી દેવી બની. આ

ઘરની વહુ એટલે સાગબારાના વારસદારોને પહેલી પૂજાના માન મળે. તોય દેવી આગળ પડદો કરી પછી જ પૂજાની વિધિ થાય.

**નર્મદા નદી**

કાલીયા કબાડ્યા નામનો એક સુથાર હતો. એ અમકંટકના જંગલમાં લાકડાં તોડવા ગયો. લાકડાં તોડતોં એ તરસ્યો થયો. જંગલમાં પાણીની શોધમાં એ ઘણું ફર્યો પણ ક્યાંય પાણી ન મળ્યું. થાકીને એક ઝાડ નીચે સૂઈ ગયો. ઊંઘમાં એણે એક સપનું જોયું. સપનામાં એણે એ જોયું કે જંગલમાં એક જગ્યાએ વાંસનું ઝાડ છે. આ ઝાડના બુધામાંથી સાત ફણગા ફૂટ્યા છે અને એ ફણગાની ટોચમાં પાણી છે.

કાલીયા કબાડી ઊંઘમાંથી જાગ્યો. વાંસનું ઝાડ શોધતો જંગલમાં ફરવા માંડ્યો. એક જગ્યાએ વાંસનું ઝુંડ જોયું તો એ દોડતો ત્યાં ગયો. વાંસની નીચે જમીનમાં પાણી હોય એવું લાગ્યું. ભેજ હતો એવી જગ્યાએ આંગળીથી દબાવી જોયું, તે માટી પોચી હતી. અંદર પોલાણ લાગ્યું. કાલીયાએ એક ફણગો તોડ્યો ત્યાંથી પાણની ધાર નીકળી. કાલીયો ધરાઈને પાણી પીધું અને પાણી નીકળતું હતું ત્યાં બુચ મારી દીધો. હવે એ દરરોજ આ જગ્યા પર પાણી પીવા આવતો.

કાલીયા કબાડ્યાને સાત દીકરીઓ હતી. બધી દીકરીઓ જુવાન હતી. એક દિવસ બાપુનું ભાથું બાંધીને દૂધીના તુંબુડામાં પાણી ભરી સાતે છોકરીઓ જંગલમાં ગઈ. કાલીયો જમ્યો અને પાણી પીધું. તુંબુડી ખાલી થઈ ગઈ. થોડી વાર પછી છોકરીઓ તરસી થઈ. બાપુને કહે 'બાપ' તરસ લાગી છે, તમે દરરોજ ક્યાંથી

પાણી પીઓ છો ? અમને કહો તો અમે પાણી ભરી લાવીએ. કાલીયાએ કહ્યું, 'બેટી તમે બધી જુવાન છો ના જશો.' બાપુએ ઘણું કહ્યું પણ છોકરીઓ ન માની. એટલે બાપુએ પાણીની જગ્યા ક્યાં છે, તે બતાવ્યું અને કહ્યું, જો 'બેટી' એ જગ્યા માતાની છે. બહુ નજીક ન જશો. આઘે રહીને પાણી પીજો. બહું પાસે જશો તો પાણી બગડી જશે. પાણી પીને ભરી લો, પછી બુચ મારી બંધ કરી દેજો.

બાપુને હા પાડી સાતે દીકરીઓ પાણી પીવા ગઈ. બુચ ખોલ્યો ને ધોધમાર પાણી વહેવા લાગ્યું. જોતજોતામાં પાણીની તલાવડી થઈ ગઈ. ઉનાળાના દિવસો હતા. ખુબ ગરમી હતી. કપડાં ઉતારી છોકરીઓ તલાવડીમાં કુદી પડી અને નાહવા લાગી. એટલામાં મોટું પૂર આવ્યું. માટે ફણગામાંથી પાણી વહેવા લાગ્યું. એક ધારમાંથી તેલનું તળાવ થયું, બીજામાંથી દૂધના પાણીના પૂરમાં સાતે છોકરીઓ તણાવા લાગી. એમાંથી સાત નદીઓ થઈ. તાપી અને એક નર્મદા.

તાપી અરબી સુમદ્રની દિશામાં વહેવા લાગી. નર્મદાએ ઘોના તળાવમાં વાળ ધોયા હતા. મગરના વાહન પર બેસી ધીમે-ધીમે ડુંગર વસ્તીમાં થઈ આગળ વધતી ગઈ અને નિંબાડ રાજમાં મુકામ કર્યો. એક-એક ગામમાંથી પસાર થતી આગળ જતી હતી.

તાપીએ દૂધના તળાવમાં વાળ ધોયા, ઝડપ કરી માછલીનું વાહન બનાવ્યું અને ડુંગર, ઝાડ, મોટા પથ્થર, રસ્તામાં જે આવે તે બધાને તોડી નાખતી આગળ વધતી ગઈ ને અરબી સમુદ્રને મળી ગઈ.

નર્મદા જલાહેદો ગામમાં મુકામ કર્યો. એને આવતાં મોડું થયું એટલે તાપી સમુદ્રને આવી મળી છે. એમને કપાળે લગનના ચાંલ્લા થઈ ગયા છે. ચિઠ્ઠી વાંચી નર્મદા ખિજાઈ ગઈ. એટલામાં એક મોટી માછલી

કપાળે  ટોળો લઈ જલાહેદોમાં પહોંચી, નર્મદાને કહે, ‘લગ્ન લેવાઈ ગયાં, તાપી નદી અરબી સુમદ્રની પટ્ટરાણી બની. હું જુઠ્ઠુ બોલતી હોઉં તો જો આ મારે માથે ચાંલ્લો.

નર્મદાને ગુસ્સો ચડ્યો. ગુસ્સાના જોસમાં ડુંગરવાડો, ઝાડો જે આવે તેને કાપતી, તોડતી એ સીધી આગળ દોડવા માંડી, આ બધી બેનોને મારી તાકાત બતાડી દઉં, બધાંને ઉપાડી ફેંકી દઉં, એમ વિચાર કરી નર્મદા જમીનમાં પેઠી ને નીચે જ રહી ગઈ.

### દેહલી નદી

દેહલી નદી એ સાતપુડામાંથી નીકળી અને મહારાષ્ટ્રમાં થઇને તાપ્તી નદીને મળી જાય છે. અહીંના દેહવાલી વસાવા આદીવાસીઓની દંતકથામાં આવે છે કે ઓટા નામના આદિ પુરુષને દેહલી નામની આદિસ્ત્રી ખૂબજ ગમતી હતી. તેથી ઓટો દેહલી સાથે ઠઠ્ઠામશ્કરી કરી પજવતો રહેતો. તેની આ પ્રકારની પજવણીથી દેહલી તેનાથી બચવા માટે સાતપુડાના ડુંગરોમાં લપાતી-છુપાતી રહેતી હતી. આખરે ઓટોએ દેહલી સાથે લગ્ન માટે ના પાડી દીધી. ગુસ્સે થયેલો ઓટો તેની શોધમાં સાતપુડાના ડુંગરોમાં ભટકવા લાગ્યો. તેના આ પ્રકારના હઠથી દેહલી મોટા કનબાના ઝાડના થડની બખોલમાં સંતાઈ ગઈ. આ તરફ દેહલીને શોધી-શોધી થાકેલો ઓટો પણ એ જ ઝાડના થડને અડેલીને ઊંઘી ગયો. આખરે દેહલીને બહાર નીકળવાનો કોઈ મોકો મળ્યો નહીં. તેથી તે નદીનું રૂપ લઈને સાતપુડામાંથી ભાગી છૂટી. તેને જોઈને ઓટાએ પણ નદીનું રૂપ લીધુ અને દેહલીને પકડવા માટે પાછળ પડયો. પરંતુ ઉતાવળે નીકળવા જતાં તે

ભૂલમાં ડુંગરના બીજા ઢાળ તરફ ચાલી ગયો અને દેહલી ડુંગરના સામા ઢાળથી ઉતરી પડી. વચ્ચે એક ડુંગર આવી ગયો જેથી ઓટો અને દેહલી એકબીજાને મળી શકયાં નહીં. ઓટાની દેહલી સાથે લગ્ન કરવાની ઈચ્છા અધૂરી રહી ગઈ. તેથી ઓટોએ નકકી કરી લીધું કે લગ્ન કરેલાં વરવધૂ મારા(પાણીમાં) ઉતરીને જશે તો હું કયારે કોઈને જીવતા રહેવા દઇશ નહી અને દેહલીના પાણીમાં પણ કોઈ ઉતરશે તો તે પણ ડૂબી મરશે, એવા બોલ તેણે જાહેર કર્યા.

આજે પણ આ માન્યતાથી લોકો નવા લગ્ન કરેલા જોડાને દેહલી અને ઓટામાં ઉતરવા દેતા નથી. અને જો ઉતરવું હોય તો તેમની પૂજા વિધિ કરીને સ્ત્રી-પુરુષનાં એક-એક જોડી નવાં કપડાં નદીમાં પધરાવે છે. પછી જ નદી પાર કરે છે.

**પુરુષની વાર્તા**

એક જંગલની ધારે એક નાનું સરખું રાજય હતું. આ રાજયમાં ફકત બોતેર એકર જગ્યા હતી. તે રાજયનું નામ નમાલા છોકરાનું રાજ. તે રાજયમાં એક જ માણસ રહેતો હતો. રાજા પણ એજ અને પ્રજા પણ એજ. તેના મા-બાપ નાનપણમાં મૃત્યું પામેલા અને તેને રાજ સોંપી ગયેલા. તેના મા-બાપ મંત્રવિધા જાણતા હતા. તેમનો આ એકજ છોકરો હતો. તેને કોઈ તકલીફ ન આપવવી જોઈએ એટલા માટે તેમણે તેને જાતજાતની મંત્રવિધા શીખવેલી. તે આ પ્રમાણે છે ઓખોત વોલે-બોખોત વોલે. આ ખૂબ મજબુત મંત્ર તેને આપેલો. આખી દુનિયામાં આ મંત્રની કોઇને ખબર ન હતી. આ જગ દુનિયા છોડીને જતી વખતે

તેમના મા-બાપ તેને કહી ગયેલા, બેટા તું દુનિયામાં એકલો છે, તારા ભાઈ નથી ને બહેન નથી, જાત નથી ને જમાત નથી. આ રાજ સંભાળજે. કોઈથી છેતરાતો નહીં અને કોઈથી હારતો નહીં.

એક વખત રાજા પાન્ઠો અને વિનાદેવ રાજયો જીતવા નિકળેલા. રાજા પાન્ઠાની માતા ઉમરાવાણું ખૂબ મંત્રવિધા શિખેલી હતી. તેણે રાજા પાન્ઠાને પણ મંત્રવિધા શીખવેલી. તેઓ રાજયો જીતવા નિકળેલા ત્યારે તેણે કહ્યું, બેટા, રાજયો જીતતા જજો અને મંત્રવિધા-વાળા લોકોને પણ જીતતા જજો. તેમની મંત્રવિધા ખતમ કરી દેજો. આપણી જેમ વધારે મંત્રવિધા શીખેલો એક પણ માણસ આ દુનિયામાં રહેવા નહીં દેતા.

પછી રાજા પાન્ઠો અને વિનોદેવ નાના-મોટા રાજયો જીતતા જીતતા આગળ ચાલ્યા. તેમણે મંત્રવિધા ખતમ કરી દીધી. તેઓ છેવટે નમાયા છોકરાના રાજય પાસે આવ્યા. પછી રાજા પાન્ઠો વિનાદેવને કહે, અહી નમાયા છોકરાનું રાજ માલુમ પડે છે. આ રાજયમાં તે એકલો જ ખુશીમા રહે છે. તેને અહીં કશીજ તકલીફ નથી. એના બાર પરતનના રાજયમાં તેને બધું જ મળે છે. એનું બાર પરતન રાજ આપણે ઘડીમાં જીતી લઈશું. પણ આ નમાલો છોકરો ખૂબ જુદી અને અઘરી મંત્રવિધા શીખેલો છે. આપણે પહેલા એની પાસે કઈ મંત્રવિધા છે, તે જાણી લઈએ. ને પછી તેમણે નમાયા છોકરા પર ઘણી જાતના મંત્રો ચલાવ્યા. પણ તેને કંઈ અસર થઈ નહી. એટલે છેવટે તેમણે નમાયા છોકરાને સંદેશો મોકલ્યો. તેને મળવા બોલાવ્યો પણ તેમણે પણ સંદેશો મોકલ્યો, હું અહીંનો રાજા છું. કોઈને મલવા નથી જતો. તમે મારું રાજય જીતવા આવ્યા છો એ મને સમજાયું પણ રાજા છું. માન રાખીને મલવા આવે. સારી રીતે આવે. માઠી રીતે આવતા નહીં.

પછી રાજા પાન્ઠો અને વિનોદેવ ઘોડા પર બેસીને નમાયા છોકરાના રાજમાં જવા લાગ્યા. તેઓ તેના બારપરતના રાજયની હદમાં પહોંચ્યા. તેમને જોઈને નમાયો છોકરો ઘરમાંથી બહાર આવ્યો. તેણે જમણા હાથમાં સાત કાંકરા લીધા અને તે મંત્ર બોલવા લાગ્યો-ઓખોત વળે બરકત વળે નમાયા છોકરાનું નસીબ વળે મા-બાપનો જોસ વળે શું થાય ને શું નહીં રાજા પાન્ઠો અને વિનોદેવ-ઘોડાની સાથે હવામાં ઉડતા ફરવા જોઈએ. ને તેમણે હાથમાંથી સાત કાંકરા તેમના તરફ ફેંકયા-કાંકરા નાખતાની સાથે જ રાજા પાન્ઠો અને વિનોદેવ હવામાં ઉડતા ફરવા લાગ્યા. તેઓ હજુ ઉંચે જાય અને પાછા નીચે આવે પણ જમીનને પગ નહીં લાગે. તેમને હવામાં ઉડતા જોઈને નમાયો છોકરો તાલી પાડીને હશે. તેઓ ખૂબ પ્રયત્ન કર્યા પણ તેમને જમીન પર અવાય નહીં. તેઓ ઘણો સમય હવામાં લટકતા રહ્યા અને થાકી ગયા. છેવટે તેમને વિચાર સૂઝ્યો કે હવે શું કરવું જોઈએ?

પછી વિનોદેવ રાજા પાન્ઠાને કહે, હેજાહા આપણે નમાયા છોકરાનું રાજય જીતવા આવ્યા અને આ શું થઈ ગયું. આમ તો આપણે હવામાં લટકીને મરી જઇશું. આપણા ઘોડા પણ મરી જશે. છોકરાને આપણે નાદાન જીવડો સમજીને જીતવા આવેલા. પણ આ નાદાન જીવડો નથી. આ તો ખૂબ શકિતશાળી દેખાય છે. આપણે એની માઆી માગીએ નહીંતર આપણે જમીન પર નહીં આવીએ.

પછી તેઓ બન્ને વિચાર કરીને નમાયા છોકરાને બોલાવ્યો, અને કહેવા લાગ્યા, છોકરા તને અમે ગુરૂ માનીએ છીએ. અમે મુલકના મુલક ફરીને મોટા-મોટા રાજાઓને જીતી લીધા, પણ તું અમારાથી જીતાયો નથી. ભૂલચુક માફ કરી લે અને જમીન પર આવવા દે. તેમની વાત સાંભળીને નમાયા છોકરાએ ફરી મંત્ર કહ્યો-

ઓખોત વળે બરકત વળે નમાયા છોકરાનું નસીબ વળે મા-બાપનો જોશ વળે. શું થાય ને શું નહીં રાજા પાન્ઠો અને વિનોદેવ તરત સહીસલામત નીચે આવે અને તેઓના પગ જમીન પર લાગે. એવું બોલતાં જ રાજા પાન્ઠો અને વિનોદેવ જમીન પર આવ્યા. તે ઘોડા પરથી ઉતાર્યા અને નમાયા છોકરાનાં પગે પડવા જવા લાગ્યા. પણ તેણે તેમને પગે લાગવા દીધા નહીં. તે કહે, હું મોટો માણસ નથી, હું નમાયો છોકરો છું તમે મુલકના રાજા છો. એવું કહીને તે તેઓને પગે પડયો. તેમને ઘરે લઈ ગયો અને તેમને ત્યાંથી નીકળતી વખતે રાજા પાન્ઠો તેને પૂછે છે, છોકરા અમે બધા મલકમાં ચારે ખૂણે ફર્યા. અમને કોઈ જ જીતી નથી શકયું પણ તારા મંત્રથી અમે હારી ગયા. તો તું અમને અમારો ગુરૂ બનીને આ મંત્ર શીખવશે કે?

થોડુંક હસી લઇને નમાયા છોકરો તેમને કહે, મહારાજ, તમે દેવ છો અને હું માનવી છું. તમે જેને મંત્ર સમજો છો તે મંત્ર નથી. મારા મા-બાપ સ્વર્ગ ગયા. તેમણે મારી સલામતી માટે આપેલા શબ્દો છે. મા-બાપના શબ્દો મંત્રની જેમ જતન કરીને જીવે તેને કોઇ જ જીતી નથી શકતા.

**ડુંગરમાં ચાલ ચીડી**

એક ગામમાં મોટા બાપુ અને મોટી બા રહેતા હતા. તેમને છોકરાઓ ન હતા. એટલે થોડી ખેતી કરીને જીવન જીવતા હતા. તેમના ઘરે એક કૂકડો પાળેલો હતો. જેમ પોતાના છોકરાઓ ને રાખે તેમ તે કૂકડાને રાખતા તેથી કૂકડો ખૂબ મજબૂત અને રૂપવાન દેખાવડો લાગતો હતો. મોટા બાપુ કૂકડાને ખૂબ લાડ કરાવે જયાં જાય ત્યાં સાથે બન્ને એને ખેતરે પણ લઈ જાય.

એક વાર મોટા બાપુએ વરસાદમાં રાલાની(જુવાર) વાવણી કરી હતી. તે વર્ષે વરસાદ સારો પડયો હોવાથી રાલા નો પાક સરસ રીતે થયો રાલાનો પાક તૈયાર થવા માટે પાંચ-દસ દિવસ બાકી હતા. એટલે મોટા બાપુ ખેતરે જ રહેવા લાગ્યો સાતે કૂકડો પણ ખેતરે રાલો સાચવવા માટે મદદ કરતો હતો. એક દિવસ મોટાબાપુને અચાનક પેટમાં દુઃખવા લાગ્યું એટલે બાપુને લાગ્યું કે મારે તો ઘરે જઈને દવા લેવી જોઈએ અને આરામ કરવો પડે એવું એને મનમાં થયું પણ પછી એને તો રાલો સાચવવામાં ચિંતા થઇ ખેતર છોડીને કેવી રીતે ઘરે રહું અને રાલો કોણ સાચવશે. એવો તે વિચાર મનમાં કરવા લાગ્યા. પછી મોટાબાપુ કૂકડાને પણ એની મનની વાત જણાવી આપી. મોટાબાપુની વાત સાંભળીને કૂકડાએ બાપુને કહ્યું તમને સારુ નથી લાગતું તમે ઘરે જાઓ હું આ રાલો સાચવીશ કૂકડાની વાત સાંભળીને બાપુ ખુશ થઈ ગયો. પણ તેમને વધારે કૂકડાની ચિંતા કરવા લાગ્યો. એટલે કૂકડાએ બાપુની મનોવ્યથા સમજી બાપુને કહેવા લાગ્યો. મોટાબાપુને કહ્યું તારે ખેતરનો વિચારં નથી કરવાનો હું રાલો સારી રીતે સાચવીશ અને તમે આરામ કરવા ઘરે જાઓ. કૂકડાની વાત સાંભળીને મોટાબાપુ ઘરે ગયા. રાત્રે કૂકડો રાલો સાચવવા માટે માળા ઉપર બેઠો. અડધી રાત્રે બે ચોર આવ્યા. અને તે રાલાના સારાં-સારાં કળસલા હતા તે દાંતરડાથી ઉતાવળ કરીને રાલાના કળસલા કાપવા લાગ્યા.

કૂકડાને વિચાર આવ્યો. હવે શું કરવું ? તે થોડીવાર વિચારવા લાગ્યો અને પછી મોટા અવાજે એ બોલ્યો. એ રાલો કાપશો નહીં. મોટાબાપુને કહી દઇશ. ડુંગરમાં ચાલ ચિડી. એવું બોલીને તે માળા પરથી ઉડીને એક ઝાડ હતું તેના પર બેઠો. તેનો અવાજ સાંભળીને ચોરો ગભરાઈ ગયા અને આમ તેમ જોવા

લાગ્યા. પણ કંઈ દેખાયું નહિ. એટલે પાછા રાલો કાંપવા લાગ્યા.

કૂકડો ઝાડ પર સંતાઈને બેઠો હતો. પણ ચોરોને રાલો કાંપતા જોઈને પાછો મોટા અવાજે બોલ્યો. એ રાલો કાપશો નહીં. ડોસા બાને કહી આવીશ. ડુંગરમાં ચાલ ચિડી એવું બોલીને ઝાડ પરથી ઉડીને માળા પર બેઠો પછી ચોર ગભરાયા અને બોલવા લાગ્યા. અરે આતો ડોસાના ઘરે રહેતો કૂકડો છે. એતો આપણી ચોરીની વાત કહી આપસે. ચાલ આપણે એને પકડીને ખાય લઈએ. એવું બોલીને બે ચોર રાલો કાપવાનું રહેવા દઈને કૂકડાને પકડવા માટે આગળ-પાછળ ફરવા લાગ્યા એટલે તો કૂકડો ઝાડ પરથી માળા પર અને માળા પરથી ઝાડ પર જાય અને ચોરો તો એની પાછળ-પાછળ દોડવા લાગ્યા. છેલ્લે કૂકડો થાકી ગયો. ચોરોએ તેને પકડી લીધો ને મારી નાંખ્યો. ચોરોએ ત્યાં દેવતા સળગાવીને કૂકડાને શેકીને ખાય ગયા. પછી તે ચોરો રાલો કાપવા લાગ્યા.

કૂકડો તો મરી ગયો પણ તેનો જીવ ચોરાના પેટમાં રહી ગયો. તેથી ચોરોને રાલો કાપતા જોઈને એક ચોરના પેટમાંથી અવાજ આવ્યો એ રાલો કાપશો નહી. નહીં તો મોટા બાપુને કહી દઈશું. ડુંગરમાં ચાલ ચિડી.

એમના મિત્રના પેટમાંથી કૂકડાનો અવાજ સાંભળતા બીજો ચોર ગભરાયો. ફરે એના પેટમાં તો કૂકડો છે. એતો આપણી ચોરીની વાત તો કહી આવશે. એવું વિચારીને એ ચોરે પોતાના મિત્રને દાંતરડાથી પેટ આડી નાંખ્યું અને પેટમાં વાગતાં તેનો મિત્ર ખેતરમાં જ પડી ગયો. આમ તેમ ઘસડાઈ-ઘસડાઈને મરી ગયો પણ બીજો ચોર પણ મરી જાય એ માટે કૂકડાનો જીવ બીજા ચોરના પેટમાંથી મોટો અવાજ આવ્યો. એ રાલો કાપશો નહી. નહી તો મોટા બાપુને કહી દઈશ. આ અવાજ સાંભળતાંજ બીજો ચોર પણ ગભરાયો કૂકડો તો મારા

પેટમાં જ છે એતો ચોરીની વાત કહી આવશે એવો વિચાર કરીને પોતાના હાથમાંજ દાંતરડું હોવાથી જાતેજ પેટ ફાડી નાંખ્યું અને જમીન પર ઢળી પડયો. ગભરાયને મરી ગયો. કૂકડાનો જીવ ઝાડ પર જઈને મોટા બાપુની રાહ જોતો બેઠો

ઘરે મોટા બાપુને પણ ચેન પડતી ન હતી. દિવસ નીકળતાંજ મોટા બાપુ ખેતરે આવ્યા. પણ માળા પર કૂકડો દેખાયો નહીં એટલે ખેતરમાં આજુ-બાજુ નજર કરવા લાગ્યો. ત્યારે તેને માળાની નજીક મરઘાના પીંછા દેખાવા લાગ્યા. એટલે મોટાબાપુ સમજી ગયા કૂકડાને કોઈક ખાઈ ગયા હશે. તેમને ખેતરમાં રાલાના કણસલા કાપેલાં જોવા મળ્યા. ખેતરમાં અંદર ગયા તો ખેતરમાં બે જણ મરેલા દેખાયા. તેમના પેટ ફાટેલા જોવા મળ્યા. અને તેમની નજીક દાતરડાં દેખાયા મોટા બાપુ સમજી ગયા કે કૂકડાનો જ ચમત્કાર છે.

મોટાબાપુને ખેતરમાં દેખીને કૂકડાનો જીવ ખુશ થયો. કૂકડાને પોતાના માલિકને જોઈને કઈક વાત કરું એવું થઈ આવ્યું પણ તેને સ્વર્ગમાં જવા માટેનો સમય થઈ ગયો અને ઝાડ પરથી ઉડતો ઉડતો ગયો એ રાલો કાપશો નહી મોટાબાપુને કહી દઈશ ડુંગરમાં ચાલ ચિડી એવું કહીને કૂકડાનો જીવ થોડીવારમાં સ્વર્ગમાં ઉડી ગયો. કૂકડાનો અવાજ સાંભળી મોટા બાપુએ આમ તેમ નજર કરી. રાલામાં શોધી જોયું પણ કૂકડો મળ્યો નહીં. એટલે માળા નીચે બેસીને કૂકડાના પિંછાને જોઈને રડતો અને કહે શું કરું ભગવાન રાલો તો બચી ગયો. ચોર પણ મરી ગયા. પણ મારો કૂકડો જતો રહ્યો. રડી લીધું અને પછી મોટાબાપુ ઉઠયો પછી બન્ને ચોરને ઉંચકીને ખાડામાં ફેંક દિધા અને ઘરે જતો રહ્યો.

**દેહવાલી કથા અને વાર્તાઓ :**

વસાવી ભાષામાં લોક કથાઓને 'ગોયો' કહેવામાં આવે છે. સમાજમાં ઘણી બધી કથા હોય છે. કથા કહેનારા ખાસ લોકો હોય છે. આ કથા કહેનારાને 'ગોંચીવાલા ક્હેનાર' કહેવાય છે. આની જોડી બે જણ હોય છે. એક હોંકા કહેનાર અને બીજો તે સૂર પકડનારો. કેટલીક વાર્તાઓમાં ગીતો પણ આવે છે, તેને રડવું એમ કહેવાય છે. વસાવા સમાજમાં વાઘડો, ખોખડી, પોદ્દ્યાં, ચોર, ભણેલો મોણસ બધાની ઘણી કથાઓ છે. તેમાંથી એક કથા લેવામાં આવી છે. દેહવાલી ભૂત પલિતમાં વિશ્વાસ રાખે છ. ભૂત પલિતની ઘણી વાર્તા આવે છે. તેમાં 'ડોહલો પૂંત'(ડાયલુંભૂત) ગરીબોને કેવી રીતે મદદ કરે છે તે બતાવવામાં આવેલું છે. બીજી કથા 'વાગા ઓજૂતી'ની છે. તેમાં બીજાઓને કાયમ ઠગનાર ખોખડીને વાઘડા અને એક બોકડો કેવી રીતે ઠગે છે તેની વાર્તા છે. ડુંગરો ચાલ ચીડી અુર્રર' આ એક વાર્તા મજા પડે એવી છે. આમાં એક ઈમાનદાર કુકડો પોતાના માલિકની કેવી રીતે મદદ કરે છે. તેના કામમાં પોતાનો જીવ આપીને મટી ગયા પછી તેના માલિકની કેવી સેવા કરે છે તે કહેવાયું છે.

અનાથ છોકરો અને ડાહલું ભુત :

કથી : અરે છોકરા તું સાંભળે છે કે ?

હોકારો : હો હ હ. . .

કથી : પહેલાના જમાનામાં એક નાનું ગામ હતું. આ ગામમાં એક અનાથ છોક્રો હતો. છોકરાના મા ને બાપ પણ ન હતા. આ છોકરો એક નાની ઝૂંપડીમાં રહેતો હતો.

હોકાર : હો હ હ. . . . પછી ?

કથી : છોકરાને ક્યારેક ખાવાનું મળે અને ક્યારેક ખાવાનું ન મળે. જે દિવસે ખાવાનું ન મળે તે દિવસે એ પાણી પી ને દહાડો પૂરો કરતો. દહાડો તો જેમ તેમ પૂરો કરે પણ રાત્રે ? રાત્રે એને ઊંઘ ન આવે.

સૂર ધરનાર :હાચુ, બિચારો ઘણી જ આફતમાં હતો.

કથી : હા એ તો ઘણી જ મોટી આફત ! પણ કરે શું બચારો ? નાનપણથી જ મા બાપ મરી ગયેલાં. ન એને ભાઈ કે બહેન પછી કરે શું બિચારો ?

હોકારો : હોં ડડડ. પછી શું થયુ ?

કથી : હું થાય ? એક વાર બચારાને ચાર દિવસ ખાવાનું ન મળ્યું. ચાર દહાડામાં તેની આંખો પણ ઊંડી જતી રહી હતી. પેટ અંદર બેસી ગયું. ભર બપોરે આંખે અંધારૂ દેખાય પણ આપણી જાત કેવી ? એને ગમે એટલી ભૂખ લાગે ન ભીખ માંગે કે ચોરી કરે. એ બિચારો કુતરાની જેમ ટૂંટીયું વાળીને ઝૂંપડીમાં પડ્યો રહે અને ખાવાનું ક્યાંથી મળશે તેનો વિચાર કરવા લાગે.

સૂર ધરનાર : હા એ તો ઘણીજ મોટી આફત !

હોકારો : હા ભાઈ હા ! સાચે જ મોટી આફત છે. પછી શું થયું એ તો કહો. આ બધા લોકો તમારી વાર્તા આટલા ધ્યાનથી સાંભળે છે ને તમારી વાત આગળ વધતી જ નથી અને ત્યાંને ત્યાંજ છે. આવું જ ચાલ્યા કરશે તો આખી રાત નીકળી જશે તો પણ તમારી વાર્તા પુરી ન થાય. હવે કહો આગળ શું થયું?

કથી : એ ગામ પાસેથી એક કોતર વહેતું હતું. તેના કિનારે ઉંબીયા અને પીપળાનું ઝાડ હતું. ઉંબીયા ઉપર

ઉંબીયા લાગતાં તે જોઈને એના મનમાં વિચાર આવ્યો કે કોતરના કિનારે આવેલા ઉંબીયા અને પીપળાની તપાસ કરીએ. આ વિચારથી કોતર તરફ તે ચાલવા લાગ્યો. એને સારી રીતે ચલાતું પણ ન હતું તો પણ પેટમાં ભૂખ લઈને એ ચાલતો હતો. પેટ રડતું હતું પણ એ ચાલતો જતો હતો.

સૂર ધરનાર : આ પાપી પેટ ન હોત તો કેવું સારૂ ?

કથી : હાં તો પણ જન, જનાવર, વિંછી, સાપ, દેડકો બધાને પેટ જ કરાવે વેઠ છે ને ? જ્યાં પેટ છે ત્યાં ભૂખ તો ખરી જ ?

હોકારો : હાં તો પછી ?

કથી : બિચારો કોતરની કિનારે કિનારે ચાલતો ચાલતો આમ તેમ જોઈ કંઈ ખાવાનું મળે છે કે કેમ તે જોવા લાગ્યો. એટલામાં બેડાના ઝાડ નીચે એક ડાયા માણસને બેઠેલો જોયો. આ ડાયો એક પથ્થર પર બેસી ટાટીયાનો થેલો સીવતો હતો. ડાયો માણસ અટ્ટો-કટ્ટો હતો અને તેના માથે ચાટલી હતી. તેનું આ ડર લાગે તેવું શરીર જોઈને છોકરો ગભરાઈ ગયો.

હોકારો : હાં તો પછી ?

કથી : પછી એ છોકરાને ભાળીને ડાયા માણસે જોરથી બૂમ પાડીને પુછ્યું. કેમ ? તું કોનો છોકરો છે? ને અહીં ઝાડવામાં તું શું શોધે છે ? ત્યારે એ છોકરાની આંખમાં પાણી આવી ગયું. છોકરાએ આ ડાયા માણસને કહ્યું કે હું એક છોકરો છું. મારાં મા બાપ કે કોઈ કુંટુંબ નથી. સામેના ગામમાં મારી એક નાની ઝૂંપડી છે. ત્યાં હું રહુ છું. હું તમને શું કહું. દાદાજી છેલ્લા ચાર દિવસથી મારા પેટમાં અનાજનો એક દાણો

પણ ગયો નથી. એટલે હું આ કોતરમાં ઉંબીયા અને પીપળાના અળ ખાવા ખોળી રહ્યો છું. આવું કહેતાંજ છોકરાના મનમાં આંસુની ધાર વહેવા લાગી.

સૂર ધરનાર : પણ આ ડાયો કોણ હતો અને ઝાડવાંમાં બેસીને થેલો શું કામ સીવતો હતો ?

કથી : અરે બાબા, આપણે બધી જાતના ભૂતોમાં માનીએ છે. જેમ કે મહાભૂત, આગ્યા વેતાળ, બગલા ભૂત, ડાહલા ભૂત. તો આ થેલો સીવનારું ડાહલું ભૂત હતું. બધા ભૂતોમાં આ ભૂત સારૂ અને દયા કરનારૂ ભૂત હોય છે. ગરીબ અને સુકાયેલા લોકોને તે મદદ કરે છે. ભૂખ્યાને ખાવાનું અને દુઃખીયારાને ધન આપે છે.

સૂર ધરનાર : પણ તે કોથળો શું કામ શીવતો હતો.

કથી : હાંબળ તો ખરો, તે જ હું કહું છું. આ ભૂત તેમની જોડે ઘઉંની ભીખ માંગવા જવાનું હતુ.

કોતરની નજીક એક ખેતર હતુ. ત્યાં ખેડૂતો ઘઉંના છોડાં કાઢવાનું કામ કરતા હતા. આ ભૂત તેમની જોડે ઘઉંની ભીખ માંગવા જવાનું હતુ. એટલામાં આ અનાથ છોકરો તેની જોડે જઈ પહોંચ્યો. છોકરાની વાત સાંભળીને ભૂતે કહ્યું. તું ચાર દહાડાનો ભૂખ્યો છે તો જરા ધીરજ રાખ. આ થેલો મેં શીવી લઉં ત્યાં સુધી તુ મારી જોડે બેસ. ત્યાર પછી આપણે પેલા ખેતરમાં જઈ ખેડૂતો પાસેથી ઘઉં લઈ આવીએ. આમ કહેતાં તે જલ્દીથી થેલો શીવી કાઢ્યો,પછી તે છોકરાને કહ્યું કે લે આ થેલો પકડી લે અને મારા ખભા પર બેસી જા. આપણે પેલા ખેતર સુધી જઈએ ત્યાં સુધી તું તારી આંખો બંધ રાખ. ત્યાર પછી ડાહલુ ભૂત પેલા છોકરાને ખભે બેસાડી વાદળમાં ઉડી ગયુ. છોકરો પેલા ભૂતના ખભાને પકડીને આંખો બંધ કરી બેસી રહ્યો. વિમાન જેવો અવાજ કરતું ભૂત ખેતરમાં ઉતર્યુ. પછી તે છોકરાને કહ્યું, ચાલ હવે જલ્દીથી ભરી લે. હવે મજાની વાત

સાંભળો. બાજુમાં બેઠેલા ખેડુતો આ બન્ને જણને દેખતા હતા પણ આ લોકોને દેખી શકતા ન હતા. પણ આટલી વાર્તા મેં કહેતો જઉં તો હોકાર કેમ કંઈ બોલતા નથી ? સૂઈ ગયા કે શું ?

હોકાર : ના હું સૂઈ નથી ગયો, હવે વાર્તામાં સારો રસ પડ્યો છે.

કથી : હાં તો પછી તો કોથળો ભરતાં પેલા છેકરાના મનમાં એક વિચાર આવ્યો કે આ ડાહલો મને કોતર ઉપરથી જતાં મને આંખ બંધ કરવા કેમ કહ્યું હશે ? અને જ્યારે અમે વાદળમાં ઉડતા હતા. ત્યારે વિમાન જેવો અવાજ ક્યાંથી આવતો હતો ? આખરે છોકરૂ હતું તે ભૂખનો વિચાર દુઃખને જોડતો થઈ ગયો. આવા જ વિચારમાંને વિચારમાં થેલો ભરી દીધો. ડાહલા ભૂતે જલદીથી પેલો થેલો બંધ કરી શીવી દીધો. એક ખભે થેલો મુકીને પેલા છેકરાને ભૂતે કહ્યું, હવે મારા ખભા પર બેસી જા અને યાદ રાખ અને હું જ્યાં સુધી કહું નઈ ત્યાં સુધી તું તારી આંખો ખોલતો નહી. છોકરો આંખો બંધ કરી લીધી અને ભૂત વાદળમાં ઉડવા લાગ્યુ. ઉડતાંની સાથે જ જોરથી પવનનો એક ઝાટકો તેની ઉપર ફરી વળ્યો ને વિમાન જેવો અવાજ આવવા લાગ્યો. ત્યારે છોકરાને લાગ્યું કે શાનો અવાજ આવે છે ? જરા ઝીણી આંખો ખોલીને જોવામાં શું વાંધો છે? આવો વિચાર કરીને તે જરાક આંખ ખોલી ત્યારે જોયું કે ભૂતની ચોટલી ફરર....કરતી ઉડતી હતી અને તેનો અવાજ આવતો હતો. આ જોઈને છોકરો જોર -જોરથી હંસવા લાગ્યો તેની સાથે જ ચોટલી ફરકતી બંધ થઈ ગઈ ને બન્ને જણ પેલા ઘઉંના ઢગલા પર પડ્યા. અવાજ સાંભળીને બાજુમાં બેઠેલા ખેડૂતો ચમકી ગયા અને હાથમાં ડંડા લઈને ઢગલા બાજુ દોડ્યા.

હોકારો : હો ડડડ.

સૂર ધરનાર : હાં તો પછી બધા ભેગા થઈને બે જણને બરોબર માર પાડ્યો હશે?

કથી : હા પેલા બે જણ પેલા લોકોને જોતા હતા પરંતુ લોકો તેમને ભાળી શકતા ન હતા.

સૂર ધરનાર : તો પછી પેલા બે જણાએ ઢગલા પર ચૂપચાપ બેસી રહ્યા હશે.

કથી : ના તે ઉભા થયા. ડાહલા ભૂતે છોકરાને કહ્યું. જો દીકરા આ વખતે તને માફ કરૂ છું. ફરીથી આવી ભૂલ ન કરતો. આપણે મુકામ પર ન પહોંચીએ ત્યાં સુધી તું તારી આંખ ન ખોલતો. હવે બેસ મારા ખભા પર અને બેસાડીને ફરી ભૂત વાદળમાં ઉડ્યું.

હોકારો : હો ડડ. કતો પછી શું થયું.

કથી : આ છોકરાની જાત ખરાબ. વાદળમાં ઉડતાની સાથે જ ભૂતની પૂંછડી કેવી દેખાય છે, તે જોવાનું એને મન થયું. ભૂતને તેની ખબર પડી ગઈ. એણે એ જ સમયે છોકરાને નીચે ફેંકી દીધો ને તે તેના મુકામે પહોંચી ગયું. છોકરો પાછો ઘઉંના ઢગલા પર જઈ પડ્યો. લોકો ડંડા લઈને ઢગલા બાજુ દોડીને છોકરાને બરોબર માર પાડ્યો. છોકરાએ બધુ કબુલ કર્યુ.

સૂર ધરનાર : શું કબુલ કર્યુ?

કથી : એક ડાહલા ભૂત જોડે અહી ભાગ લેવા આવ્યો હતો પણ ભૂત ત્યાંજ ઢગલા પર ફેંકીને ભાગી ગયું હતું. હું એક અનાથ છોકરો છું. કોઈ ભૂત પલીત નથી તેથી મને મારશો નહી. મેં ચાર દહાડાનો ભૂખ્યો છું. સામેના ગામમાં એક નાની ઝૂંપડીમાં રહું છું અને હવે મને જવા દો.

હોકારો : હા ડડડ. પછી ?

કથી : છોકરાની વાત સાંભળી લોકોને દયા આવી. તે છોકરાને અડધો મણ ઘઉં આપ્યા અને કહ્યું, જા ભાઈ તારા ઘરે, હવે પછી અહીં આવે ત્યારે સામે રસ્તે આવજો ને આમ ચોરની જેમ ન આવતો.

હોકારો : હાં ત્યાર પછી ?

કથી : માર ખાધો હતો પણ આટલા બધા ઘઉં એક સાથે મળેલા જોઈને એ છોકરો ખુશ થઈ ગયો. એને હવે થોડા દહાડા તો ખાવાની ચિંતા ગઈ. પછીની વાત પછી જોઈ લઈશું.

હોકારો : હાં.. પુરી થઈ વાર્તા ?

કથી : હાં પુરી થઈ કેવી લાગી ?

સૂર ધરનાર : ઘણી જ સારી વાર્તા છે. છોકરાએ મોટા કહે એમ કરવું જોઈએ. પોતાનું ડહાપણ વાપરીએ તો ફાયદો થવાને બદલે નુકશાન જ થાય છે ને માર પડે તે અલગ.

હોકારો : હાં ભઈ હા ડડડ.

**ઉખાણાં :**

ઉખાણાં સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સાધનારા દેહવાલીઓ પોતાના અનુભવને ઉખાણા રૂપે સચોટ અને સરળ અભિવ્યકિત આપે છે. ઉખાણે-ઉખાણે એનો રણકો સંભળાય છે. કહોળિયાનાં અંગમાંથી વહેતી

બાળનો અંત આવે પરંતુ કામનો અંત ન આવે એવી સખત મહેનત કર્યા બાદ ખેતીકામમાંથી નવરાશના સમયે ઉખાણાં પૂછવામાં આવે સર્જવામાં આવે ને ફરી પાછા પૂછવામાં આવે ખેતરોમાં રહ્યું-સહ્યું કામ ચાલે ને સમયનો સદ્ ઉપયોગ પણ થાય છે. જે આપણે નીચે મુજબ જોઈ શકીએ.

(૧)એક દાદોઓ મોડી ચાળીમ જાયને ડુકારે ઠોકે - કુવાળા-કુહાડું
(૨)ચીંકણા ડોગોળા તુલે ચાર ડોકયા -મોહળી બુંજલાઆ-ભેંસના સ્તન
(૩)ઉચે કોરુઉ આને પુય હાકવા -મોવે-મહુડા
(૪)તં આલં આને ઈ ગીયં -નાજુર-નજર
(૫)એક દાદાઆ થુંબુંહી કુચો -હુઇ-સોય
(૬)પાન આવે તાહાંઆ ફૂલ નાંય આવે ફૂલ આવે તાહા પાન નાંય -હાબરર્યો -થોર
(૭)યાહાકી લોટકે આને પોયરી ભોટકે -ટાલ આને કુચી-તાલુ અને ચાવી
(૮)એક દાદો ટાંગાય મોએ એક દાદો દાટાય મોએ તો કાય ? -વેગો,કાંદો-રીંગણી,ડુંગળી
(૯)એક દાદાલ નીંદ નાંય એક દાદલ મીંજ નાંય તો કાય ? -માસો,કેલો-માછલી,કેળુ.
(૧૦)એંહે નેં તેંહેને અિરીન આલંકા ઉચી ગાંડ કીન ઉબલંજ -ગાડં
(૧૧)બોદીબાયુ કાન પોઇ જ બાલ્યા -ચાણાંસોડ
(૧૨)ડોગળા થુલે ચાર ડોકયા -કુલીદોર
(૧૩)પોહદી બાયુ બાંઆં બાં ઉકળો -મોહળી બુજલા

(૧૪)વેગર્યો ઉઠીન દોરુમ આથકાલે -ડોગલી આકલો
(૧૫)ઇંહીંને બુડીન તીંહીં નીંગે - હૂય
(૧૬)બોળકી ડોગીપ તીતી જે નાચે -કાતર
(૧૭)આવેતી નુંની જાતી નુંની નુંની ગાંડ હેવલાલી -ઉળ
(૧૮)ઓતા ઓતા સાંયું વાંઇ નીપાય જાય -લાઇટ
(૧૯)કાલીકાલી મહાકાલી,લાલ પાની પીનેવાલી,જંગલમેં રહનેવાલી -જૂવં
(૨૦)તારીપ તાર બતીહ તાર તીહપે નાચે મોંમલતદાર -હૂતળં(કરોળિયો)

**કહેવતોઃ**

પરંપરાથી લોકોમાં કહેવતો બાધારૂપ પૂષ્ટાંતરૂપ વાકયો કે વચનો એટલે કહેવતો વ્યાવહારીક વિવિધ અનુભવોને પરિણામે પરિપકવ થયેલા વિચારો વાણીરૂપે જગતની બોલાતી ભાષાઓમાં વ્યકત થાય છે. દેહવાલી ભાષામાં પણ આપણને કહેવતોમાં સૃષ્ટિનાં દર્શન થાય છે.

(૧)આવે ડોગ પોડ પાગાવે - આવે પથ્થર મને માર
(૨)ગોરોજ સોરીન પાતારી મોઅયી - ગરજ સરી અને વૈદ્ય મરયો
(૩)ફીરે તો ચોરે - ફરે તે ચરે
(૪)ગોગે તિયા બોરે વેચાય -બોલે તેના બોર વેચાય

(૫)નાચા નાંયવે તિયાલ કુગર્યા જોજવે -નાચવું ન હોય તેને ઘૂઘરી જોઇએ
(૬)ઓલા આના ગોઠ -સોળ આનાની વાત
(૭)ચાર આના ઓકુલ નાહા -ચાર આનાની અકકલ નથી
(૮)લેખલા તોતા ચુકલા -ભણેલા તેટલા ચુકેલા

**માહિતી લીધાની તારીખ અને સમય**

તારીખ :- ૧૪-૭-૨૦૧૨ સવારના ૧૧.૦૦ થી સાંજના ૫.૩૦
તારીખ :-૧૫-૭-૨૦૧૨ સવારના ૧૧.૦૦ થી સાંજના ૫.૩૦
તારીખ :- ૨૮-૭-૨૦૧૨ સવારના ૧૨.૦૦ થી સાંજના ૫.૧૫ સુધી
સ્થળ :- મોટા ડોરઆંબા
સાગબારા :- દેવમોગરા માતાજીના ટ્રસ્ટની ઓફિસમા

**માહિતી આપનાર**

૧. વિરજીભાઈ સી વસાવા ઉંમર વર્ષ-૭૭ વર્ષ
મું.પો- સાગબારા

તા- સાગબારા
જી. નર્મદા
મોબાઈલ નં- ૯૪૦૮૫૫૧૨૭૬

૨. સારતુભાઈ મનજીભાઈ વસાવા, ઉંમર-૫૫ વર્ષ
મુ. બોર આંબા
તા. સાગબારા
જી. નર્મદા

૩. હિમતસિંહ માનસિંહ પાડવી, ઉંમર-૭૨ વર્ષ
મુ. કેલ, પો-પાટ
તા- સાગબારા
જી. નર્મદા
મોબાઈલ નં-૯૫૩૭૮૪૮૩૧૧

૪. કેસરસિંહ પ્રતાપસિંહ વસાવા, ઉંમર-૪૩ વર્ષ
મુ. પો. તા- સાગબારા
જી- નર્મદા
મોબાઈલ નં-૯૬૩૮૧૬૨૧૧૮

૫. સુરપસિંગ દિતીયાભાઈ પાડવી, ઉંમર-૬૩ વર્ષ
મુ. પો. પાટ
તા- સાગબારા
જી- નર્મદા
૬. સેંગાભાઈ જાતરીયાભાઈ વસાવા, ઉંમર-૪૫ વર્ષ
મુ. પો. તા. સાગબારા
જી- નર્મદા
તાલુકા પંચાયતની બાજુમાં
૭. મુંગાભાઈ મોગીયાભાઈ વસાવા, ઉંમર-૪૫ વર્ષ
મુ. પો. તા- સાગબારા
જી- નર્મદા
જી. ઈ. બી. ની સામે સાગબારા
૮. વસાવા જીતેન્દ્રભાઈ વરજીભાઈ, ઉંમર-૩૨ વર્ષ
મુ. મહુપાડા
તા. સાગબારા

જી. નર્મદા
મો. ૯૮૭૯૩૦૦૧૩૨
૯. વસાવા હેમંતભાઈ પી, ઉંમર-૪૨ વર્ષ
મુ. સેલંબા
તા. સાગબારા
જી. નર્મદા
મો. ૯૯૭૯૩૦૨૩૬૬
૧૦. વસાવા કાન્તીભાઈ ઢેપાભાઈ, ઉંમર-૩૫ વર્ષ
મુ. બર્કતુરા
તા. સાગબારા
જી. નર્મદા
મો. ૯૯૦૯૩૭૬૦૦૭
૧૧. વસાવા શર્મીલાબેન એ, ઉંમર-૨૫ વર્ષ
મુ.પો. ભોરઆંબલી
તા. સાગબારા
જી. નર્મદા

૧૨. વસાવા અરવિંદભાઈ સીતારામભાઈ, ઉંમર-૩૦ વર્ષ
મુ. બોરધા
તા. સાગબારા
જી. નર્મદા

**સંદર્ભ :**

૧. શોધ નિબંધ. દેહવાલી હોળી ગીતો (વર્ષ ૨૦૦૯)
વસાવા શર્મીલાબેન, ઉંમર-૨૫ વર્ષ
મુ.પો. ભોરઆંબલી
તા. સાગબારા
જી. નર્મદા
(૨) આદિવાસી અસ્મિતા વિનાશને આરે
સંપાદક : ગેમજીભાઈ યુ. વસાવા
(૩) આદિલોક અંક
પ્રકાશન : આદિલોક કાર્યાલય, નવરંગપુરા
(૪) વસાવા હિનાબેન સી.

